# નવધા ભક્તિ

સસ્તુ સાહિત્ય




ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

'સસ્તું' સાહિત્ય' એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય

# નવધા ભક્તિ



લેખક :

જયદયાલ ગોયન્દકા



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨



રૂ. ૧-૨૫

# નિવેદન

આ પુસ્તકમાં શાસ્ત્રમાં કહેલ ભકિતના નવ પ્રકારો સમજાવ્યા છે.

આખા વિશ્વમાં જે પરમાત્મા વ્યાપ્ત છે અથવા વિશ્વરૂપે જે આવિર્ભાવ પામ્યો છે, તે જ સર્વનો આત્મા છે. મનુષ્યો તેનાં શિવ, વિષ્ણુ, દેવી તેમ જ અન્ય દેવતાઓરૂપે વિવિધ સ્વરૂપો કલ્પીને તેના પ્રત્યે પોતાનો ભકિત-ભાવ વ્યકત કરે છે. મનુષ્ય પ્રાણીમાત્રને આત્મારૂપે જુએ અને સમભાવ કેળવી પોતાનાં તન, મન અને સંપત્તિ દ્વારા તેમની સેવા કરે તો પોતાના સંકુચિત અહંભાવમાંથી મુકત થઈ સર્વવ્યાપી સ્વરૂપને—પરમ વ્યાપક સ્વરૂપને પ્રાપ્ત થઈ શકે છે. આ સ્થિતિને ભકિતયોગનું લક્ષ્ય માનવામાં આવ્યું છે.

આ પુસ્તકની પુનર્મુદ્રણરૂપે આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની અનુમતિ ગીતાપ્રેસ, ગોરખપુરના સંચાલકો તરફથી મળેલી છે એથી એમનો અત્રે આભાર માનીએ છીએ.

આશા છે કે આગલી આવૃત્તિની જેમ આ આવૃત્તિને પણ મુમુક્ષુઓ તેમ જ ભકિતમાર્ગના જિજ્ઞાસુઓ આવકારશે એવી આશા છે.

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી

તા. ૧૫-૧૦-'૭૭

**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# નિવેદન

આ પુસ્તકમાં શાસ્ત્રમાં કહેલ ભક્તિના નવ પ્રકારો સમજાવ્યા છે.

આખા વિશ્વમાં જે પરમાત્મા વ્યાપ્ત છે અથવા વિશ્વરૂપે જે આવિર્ભાવ પામ્યો છે, તે જ સર્વનો આત્મા છે. મનુષ્યો તેનાં શિવ, વિષ્ણુ, દેવી તેમ જ અન્ય દેવતાઓરૂપે વિવિધ સ્વરૂપો કલ્પીને તેના પ્રત્યે પોતાનો ભક્તિભાવ વ્યક્ત કરે છે. મનુષ્ય પ્રાણીમાત્રને આત્મારૂપે જુએ અને સમભાવ કેળવી પોતાનાં તન, મન અને સંપત્તિ દ્વારા તેમની સેવા કરે તો પોતાના સંકુચિત અહંભાવમાંથી મુક્ત થઈ સર્વવ્યાપી સ્વરૂપને—પરમ વ્યાપક સ્વરૂપને પ્રાપ્ત થઈ શકે છે. આ સ્થિતિને ભક્તિયોગનું લક્ષ્ય માનવામાં આવ્યું છે.

આ પુસ્તકની પુનર્મુદ્રણરૂપે આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની અનુમતિ ગીતાપ્રેસ, ગોરખપુરના સંચાલકો તરફથી મળેલી છે એથી એમનો અત્રે આભાર માનીએ છીએ.

આશા છે કે આગલી આવૃત્તિની જેમ આ આવૃત્તિને પણ મુમુક્ષુઓ તેમ જ ભક્તિમાર્ગના જિજ્ઞાસુઓ આવકારશે એવી આશા છે.

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી

તા. ૧૫-૧૦-'૭૭

**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# અનુક્રમ

# નવધા ભક્તિ

ભક્તિ જ એક એવું સાધન છે કે જેને સૌ સહેલાઈથી કરી શકે છે. અને એ કરવાનો બધા મનુષ્યોને અધિકાર છે. આ કળિયુગમાં આત્મોદ્ધારને માટે ભક્તિના જેવો બીજો કોઈ સહેલો ઉપાય જ નથી; કેમ કે જ્ઞાન, યોગ, તપ, યજ્ઞયાગ વગેરે આ સમયમાં સિદ્ધ થવાં ઘણાં જ કઠણ છે. અને વળી એમાં યોગ્ય મદદરૂપ સાધન-સામગ્રી મળવી પણ કઠણ છે. તેથી માણસોએ કમર કસીને માત્ર ઈશ્વરની ભક્તિ જ કરવી જોઈએ. વિચાર કરીને જોઈએ તો સંસારમાં ધર્મને માનનારા જેટલા લોકો છે, તેમાંથી ઘણાખરા ઈશ્વરભક્તિને જ પસંદ કરે છે. હવે આપણે એ વિચારવું જોઈએ કે ઈશ્વર છે અને તેની ભક્તિ એ શું છે? જે સૌના ઉપર અધિકાર ચલાવનાર સર્વજ્ઞ, સર્વશક્તિમાન સર્વના અંતર્યામી છે, ન્યાય અને સદાચાર જેનો કાયદો છે, જે સૌના સાક્ષી અને સૌને શિક્ષણ, બુદ્ધિ અને જ્ઞાન આપનાર છે તથા જે ત્રણે ગુણોથી પર હોવા છતાં પણ લીલામાત્રથી ગુણોના ભોક્તા છે, જેમની ભક્તિથી મનુષ્ય સમસ્ત દુર્ગુણ, દુરાચાર અને દુ:ખોથી મુક્ત થઈને પરમ પવિત્ર બની જાય છે, જે અવ્યક્ત હોવા છતાં પણ જીવો ઉપર દયા કરીને જીવોના કલ્યાણ અને ધર્મના પ્રચાર તથા ભક્તોને આશ્રય આપવા માટે પોતાની લીલાથી કોઈ કોઈ સમયે દેવ, મનુષ્ય વગેરે બધાં રૂપોમાં વ્યક્ત થાય છે. અર્થાત્ સાકારરૂપે પ્રત્યક્ષ પ્રગટ થઈને ભક્તજનોને તેમની ઇચ્છા પ્રમાણે દર્શન દઈને આનંદ આપે છે અને જે સત્યયુગમાં શ્રીહરિના રૂપમાં, ત્રેતાયુગમાં શ્રીરામના રૂપમાં, દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણના રૂપમાં પ્રગટ

થયા હતા. તે પ્રેમમય નિત્ય, અવિનાશી, વિજ્ઞાનાનંદઘન, સર્વવ્યાપી હરિને ઈશ્વર સમજવા જોઈએ.

હવે ભકિત કોને કહેવાય એ વિષે વિચારીએ. મહર્ષિ શાંડિલ્યે કહ્યું છે કે, '**सा परानुरक्तिरीश्वरे**—ઈશ્વરમાં પરમ અનુરાગ યાને પરમ પ્રેમ એ જ ભકિત છે.'

દેવર્ષિ નારદે પણ ભકિતસૂત્રમાં કહ્યું છે કે, '**सा त्वस्मिन् परमप्रेमरूपा**-તે પરમેશ્વરમાં અતિશય પ્રેમમય થઈ જવું એ જ ભકિત છે.' '**अमृतस्वरूपा च**—અને તે અમૃતરૂપ છે.'

આ પ્રમાણે બીજાં ઘણાંયે વચનો મળે છે. એનાથી માલૂમ પડે છે કે ઈશ્વરમાં જે પરમપ્રેમ છે, તે જ અમૃત છે, એ જ સાચી ભકિત છે. જો એમ કહીએ કે વ્યાકરણથી ભકિત શબ્દનો અર્થ સેવા થાય છે; કેમ કે ભકિત શબ્દ '**भज सेवायाम्**' ધાતુથી બને છે, તો એમ કહેવું એ પણ બરાબર જ છે. પ્રેમ સેવાનું પરિણામ છે અને ભકિતના સાધનની અંતિમ સીમા છે. જેમ વૃક્ષની પૂર્ણતા અને મહત્તા ફળ આવવા ઉપર જ છે, તે જ પ્રમાણે ભકિતની પૂર્ણતા અને ગૌરવ ભગવાનમાં પરમ પ્રેમ થવામાં જ છે. પ્રેમ જ એની પરાકાષ્ઠા છે અને પ્રેમને ખાતર જ સેવા કરવામાં આવે છે. તેથી વાસ્તવિક રીતે ભગવાનમાં અનન્ય પ્રેમ થવો એ જ ભકિત છે.

જોકે ઈશ્વરની ભકિત કરવામાં દરેક જીવોનો અધિકાર છે; કેમ કે હનુમાન, જાંબુવાન, ગજેન્દ્ર, ગરુડ, કાકભુશુંડિ અને જટાયુ વગેરે પશુપક્ષીઓ પણ ભગવાનની ભકિતના પ્રતાપથી પરમ પદને પામ્યા છે. પરંતુ મનુષ્ય સિવાય પશુપક્ષી વગેરેમાં જ્ઞાન અને સાધન-નો અભાવ હોવાને લીધે તેઓ ઈશ્વરભકિત કરી શકતાં નથી. તેથી શાસ્ત્રકાર ઈશ્વરભકિતમાં મનુષ્યોનો અધિકાર બતાવે છે.

ઈશ્વરની ભકિતમાં આયુષ્ય અને રૂપનું કંઈ પણ મૂલ્ય નથી. વિદ્યા, ધન, જાતિ અને બળ એ પણ મુખ્ય નથી અને સદાચાર અને સદ્‌ગુણ તરફ પણ ભગવાન એટલું બધું ધ્યાન આપતા નથી. તેઓ તો માત્ર પ્રેમને જ જુએ છે. કોઈ કવિએ કહ્યું પણ છે કે-

**व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का**
**का जातिर्विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ।**
**कुब्जायाः कमनीयरूपमधिकं किं तत्सुदाम्नो धनं**
**भक्त्या तुष्यति केवलं न च गुणैर्भक्तिप्रियो माधवः ॥**

'વ્યાધનું કયું સારું આચરણ હતું? ધ્રુવની ઉંમર કેટલી હતી? ગજેન્દ્ર પાસે કઈ વિદ્યા હતી? વિદુરની કઈ ઉત્તમ જાતિ હતી? યાદવપતિ ઉગ્રસેનનો કયો પુરુષાર્થ હતો? કુબ્જાનું એવું કયું વિશેષ સૌંદર્ય હતું? સુદામા પાસે કયું ધન હતું? ભકિતપ્રિય માધવ તો માત્ર ભકિતથી જ પ્રસન્ન થાય છે, ગુણોથી નહિ.'

સદાચાર અને સદ્‌ગુણ તો ભકતમાં ભકિતના પ્રભાવથી અનાયાસે જ આવી જાય છે, તેથી ઈશ્વરની ભકિતમાં સદાચાર અને સદ્‌ગુણોની પણ પ્રધાનતા નથી. પણ એથી એમ ન સમજવું કે ઈશ્વરની ભકિતમાં સદાચાર અને સદ્‌ગુણોની જરૂર જ નથી. જેમ માંદા માણસને રોગ મટાડવા માટે ઔષધનું સેવન કરવું ખાસ જરૂરનું છે, તેની સાથે સાથે પથ્યની પણ જરૂર રહે છે, તે જ પ્રમાણે જન્મમરણરૂપી ભવરોગની નિવૃત્તિ માટે ઈશ્વરની ભકિત પરમ ઔષધ છે. અને સદ્‌ગુણ તથા સદાચારનું સેવન પથ્ય છે. લૌકિક રોગની નિવૃત્તિ માટે રોગી ઔષધિના સેવનની સાથે સાથે જો પથ્ય તરફ ધ્યાન આપતો નથી, તો તેનો રોગ ઘણે ભાગે મટતો નથી; પરંતુ સદાચાર અને સદ્‌ગુણરૂપી પથ્યની ઊણપ રહેવા છતાં પણ ભકિત-

રૂપી ઔષધિના સેવનથી ભવરોગની શાંતિ થઈ જાય છે, કેમ કે ભકિતરૂપી ઔષધિ પથ્યનું કામ પણ કરી લે છે. એટલું જ નહિ, પણ કુપથ્યના સેવનથી ઉત્પન્ન થયેલા વિવિધ પ્રકારના દુર્ગુણો અને વિધિ-રૂપ દોષોનો નાશ અને સદાચાર સદ્‌ગુણરૂપ પથ્યની ઉત્પત્તિ પણ ઈશ્વરભકિત કરી દે છે, તેમ જ હમેશને માટે રોગનું મૂળ જ ઉખાડી નાખે છે; કારણ કે ઈશ્વરભકિત પરમ ઔષધિ છે.

ભકિતના મુખ્ય બે ભેદ છે : એક સાધનરૂપ જે વૈધ અને નવધા પણ કહેવાય છે અને બીજી સાધ્યરૂપ, જે પ્રેમા-પ્રેમલક્ષણા વગેરે નામોથી ઓળખાય છે. આમાં સેવા સાધનરૂપ છે અને પ્રેમ સાધ્ય છે. હવે એ વિચારવું જોઈએ કે સેવા કોને કહેવાય? તો સ્વામી જેનાથી સંતોષ પામે તે પ્રકારના ભાવથી મગ્ન થઈને તેની આજ્ઞા પ્રમાણે આચરણ કરવું એ સેવા કહેવાય છે. શાસ્ત્રોમાં તેનાં અનેક પ્રકારનાં લક્ષણ બતાવેલાં છે.

તુલસીદાસ રામાયણમાં શબરી પ્રત્યે ભગવાન શ્રીરામચંદ્ર કહે છે કે—

**પ્રથમ ભગતિ સંતન્હ કર સંગા, દૂસરી રતિ મમ કથા પ્રસંગા,**
**ગુરપદપંકજસેવા, તીસરિ ભગતિ અમાન,**
**ચૌથિ ભગતિ મમ ગુન ગન, કરે કપટ તજી ગાન.**

**મંત્ર જાપ મમ દૃઢ બિશ્વાસા, પંચમ ભજન સો બેદ પ્રકાસા.**
**છઠ દમ સીલ બિરતિ બહુ કર્મા, નિરતિ નિરંતર સજ્જન ધર્મા.**
**સાતવઁ સબ મોહિ મય જગ દેખા, મોતે સંત અધિક કરિ લેખા.**
**આઠવઁ યથાલાભ સંતોષા, સપનેહુ નહિ દેખે પર દોષા.**
**નવમ સરલ સબ સન છલ હીના, મમ ભરોસ હિય હરષ ન દીના.**

તથા શ્રીમદ્ ભાગવતમાં પ્રહ્‌લાદજીએ પણ કહ્યું છે કે—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
( ७-५-२३ )

'ભગવાન વિષ્ણુનાં નામ, રૂપ, ગુણ અને પ્રભાવ વગેરેનું શ્રવણ, કીર્તન અને સ્મરણ તથા ભગવાનની ચરણસેવા, પૂજન અને વંદન અને ભગવાનનાં દાસભાવ, સખાભાવ, અને પોતાની જાતને સમર્પણ કરી દેવી; એ નવ પ્રકારની ભકિત છે.'

આ પ્રમાણે શાસ્ત્રોમાં ભકિતનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં અનેક લક્ષણો બતાવેલાં છે. પણ વિચાર કરતાં સિદ્ધાંતમાં કંઈ ભેદ નથી. બધાંનું તાત્પર્ય તો એક જ છે, કે સ્વામી છે જે ભાવ અને આચરણથી સંતોષ પામે તે જ પ્રકારના ભાવોથી ભરપૂર બનીને તેમની આજ્ઞાને અનુકૂળ આચરણ કરવું એ જ સેવા અથવા ભકિત છે.

હવે શ્રીમદ્ ભાગવતમાં પ્રહ્લાદે જે નવ પ્રકારની ભકિત બતાવી છે તેનાં સ્વરૂપ, વિધિ, પ્રયોજન, હેતુ, ફળ અને ઉદાહરણ અહીં જોઈએ. આ ઉપરોકત નવધા ભકિતમાંથી એક પ્રકાર પણ સારી રીતે કરવાથી મનુષ્ય પરમ પદને પામે છે; તો પછી જે નવે પ્રકારની ભકિત કરે તેના કલ્યાણનું તો કહેવું જ શું ?

# શ્રવણ

ભગવાનના પ્રેમી ભક્તો વડે કહેવાતાં ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ અને રહસ્યવાળી અમૃત કથાઓનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ કરવું અને એ અમૃતમય કથાઓનું શ્રવણ કરીને, વીણા સાંભળવાથી જેમ હરણ મુગ્ધ થાય છે, તે જ પ્રમાણે પ્રભુપ્રેમમાં મુગ્ધ થઈ જવું એ શ્રવણ ભકિતનું સ્વરૂપ છે.

ઉપરોકત શ્રવણ ભકિતની પ્રાપ્તિને માટે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક મહાપુરુષોને સાષ્ટાંગ પ્રણામ, તેમની સેવા અને તેમને નિત્ય નિષ્કપટ ભાવથી પ્રશ્ન પૂછવા અને તેમના બતાવેલા માર્ગ પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન કરવો એ શ્રવણભકિત મેળવવાનો વિધિ છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાને કહ્યું છે કે —

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**

( ૪-૩૪ )

'હે અર્જુન ! તત્ત્વને જાણનારા જ્ઞાની પુરુષો પાસેથી સારી રીતે દંડવત્ પ્રણામ તથા સેવા અને નિષ્કપટ ભાવથી કરેલા પ્રશ્નો દ્વારા તે જ્ઞાનને જાણ; તેઓ, મર્મને જાણનારા જ્ઞાની જનો તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે.'

મહાપુરુષોએ વર્ણવેલી ઉપરોકત શ્રવણ ભકિત પ્રાપ્ત કરીને પ્રભુમાં અનન્ય પ્રેમ થવાને માટે પ્રભુના ભકતોમાં તેનો પ્રચાર કરવો એ એનું પ્રયોજન છે.

આ શ્રવણ ભક્તિ મહાપુરુષોના સમાગમ વિના મળવી કઠણ છે. ગોસ્વામી તુલસીદાસજીએ પણ કહ્યું છે—

**બિનુ સત્સંગ ન હરિકથા, તેહિ બિનુ મોહ ન ભાગ;**
**મોહ ગયે બિનુ રામપદ, હોઈ ન દૃઢ અનુરાગ.**

પરંતુ મહાપુરુષોના સત્સંગના અભાવે ઉચ્ચ કોટીના સાધકોનો સમાગમ અને મહાપુરુષોએ રચેલા ગ્રંથોનું અવલોકન-વાચન-મનન-નિદિધ્યાસન કરવું એ પણ સત્સંગ સમાન જ છે.

સત્સંગ નહિ થવાથી વિષયોનો સમાગમ તો સ્વાભાવિક-પણે થાય જ છે. તેનાથી મનુષ્યનું પતન થાય છે. અને સત્સંગથી પ્રત્યક્ષ પરમ લાભ થાય છે; કેમ કે મનુષ્યને જેવો જેવો સંગ મળે છે, તે સંગ-સમાગમ પ્રમાણે જ તેના ઉપર તેવો તેવો પ્રભાવ પડે છે. અને શ્રવણભક્તિ પણ સત્સંગથી જ મળે છે; કેમ કે સત્સંગ એ જ શ્રવણ ભક્તિના કારણરૂપ છે. તેમ જ સત્પુરુષોનાં દર્શન, ભાષણ, સ્પર્શ, ચિંતન અને સંગથી પાપી પુરુષ પણ પરમ પવિત્ર બની જાય છે. મહાપુરુષોની કૃપા વિના કોઈ પણ પરમ પદ પામી શકતો નથી. શ્રીમદ્ ભાગવતમાં રાજા રહૂગણને મહાત્મા જડભરત કહે છે કે—

**रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा।**
**न छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकम्॥**

(૫-૧૨-૧૨)

'હે રહૂગણ ! મહાપુરુષોનાં ચરણોની રજમાં સ્નાન કર્યા વિના માત્ર તપ, યજ્ઞ, દાન, ગૃહસ્થ ધર્મનું પાલન અને વેદાધ્યયનથી તથા જળ, અગ્નિ અને સૂર્યની ઉપાસનાથી એ પરમ તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી.'

તેથી એ જ સિદ્ધ થાય છે કે સમસ્ત કાર્યો મહાપુરુષોના સમાગમથી જ સિદ્ધ થાય છે. શ્રીમદ્‌ભાગવતમાં ભગવાન ઉદ્ધવ પ્રત્યે કહે છે કે—

**यथोपश्रयमाणस्य भगवन्तं विभावसुम् ।**
**शीतं भयं तपोऽप्येति साधून् संसेवतस्तथा ॥**
**अन्नं हि प्राणिनां प्राणा आर्तानां शरणं त्वहम् ।**
**धर्मो वित्तं नृणां प्रेत्य सन्तोऽर्वाग् बिभ्यतोऽरणम् ॥**

( ११—२६, ३१—३३ )

'હે ઉદ્ધવ ! જે પ્રમાણે ભગવાન અગ્નિનો આશ્રય લેવાથી શીત, ભય અને અંધકારનો નાશ થાય છે, તે જ પ્રમાણે સંત-મહાત્માઓના સેવનથી સમસ્ત પાપરૂપી ઠંડી, જન્મ-મૃત્યુરૂપી ભય અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઈ જાય છે.'

'જેમ પ્રાણીઓનું જીવન અન્ન છે અને દુઃખી પુરુષોનો આશરો હું છું તથા મૃત્યુ પછી મનુષ્યોનો ધર્મ એ જ ધન છે, તે જ પ્રમાણે જન્મમરણથી ભયભીત થયેલા વ્યાકુળ પુરુષોને માટે સંત-મહાત્માઓ જ પરમ આશ્રયસ્થાન છે.'

**न रोधयति मां योगो न साङ्ख्यं धर्म एव च ।**
**न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥**
**व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।**
**यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् ॥**

( ११-१२, १-२ )

'જેમ સમસ્ત આસક્તિઓનો નાશ કરનાર સત્પુરુષોનો સમાગમ મને વશ કરી શકે છે એટલે કે પ્રેમપાશથી બાંધી શકે છે,

તેમ યોગ, સાંખ્ય, ધર્મપાલન, સ્વાધ્યાય, તપ, ત્યાગ, યજ્ઞ, કૂવા-વાવ-તળાવ બંધાવવાં, દાન તથા વ્રત, પૂજા, વેદાધ્યયન, તીર્થ-ભ્રમણ, યમ-નિયમોનું પાલન એ કોઈ પણ (મને) બાંધી શકતાં નથી એટલે કે તેમનાથી હું વશ થઈ શકતો નથી.'

સત્પુરુષોનો સમાગમ અવશ્ય કરવો જોઈએ. દેવર્ષિ નારદ કહે છે કે—

**महत्सङ्गस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ।** (नारदसूत्र ३९)

મહાપુરુષોનો સંગ દુર્લભ, અગમ્ય અને અમોઘ છે.

તેથી—

**'तदेव साध्यताम्, तदेव साध्यताम्'**

(नारदसूत्र ४२)

'તે સત્સંગની જ સાધના કરો–સત્સંગની જ સાધના કરો. અર્થાત્ સંત-મહાપુરુષોનો સંગ, સેવા અને આજ્ઞાનું પાલન કરો.'

સત્પુરુષો દ્વારા પ્રાપ્ત થયેલી આ પ્રકારની માત્ર શ્રવણ ભક્તિથી પણ મનુષ્ય પરમ પદ પ્રાપ્ત કરી શકે છે એ તેનું ફળ છે. ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥**

(१३-२५)

'બીજા જે મંદ બુદ્ધિવાળા પુરુષો છે, તેઓ પોતે આ પ્રકાર નહિ જાણતાં બીજાઓ પાસેથી અર્થાત્ તત્ત્વને જાણનાર પુરુષો પાસેથી સાંભળીને જ ઉપાસના કરે છે. અર્થાત્ એ પુરુષોના કહેવા પ્રમાણે જ શ્રદ્ધાપૂર્વક તત્પર થઈને સાધન કરે છે અને તેઓ

શ્રવણપરાયણ થયેલા પુરુષ પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિ:સંદેહ તરી જાય છે.'

નારદજીએ પણ શ્રીમદ્ ભાગવતમાહાત્મ્યમાં સનકાદિ પ્રત્યે કહ્યું છે કે—

**श्रवणं सर्वधर्मेभ्यो वरं मन्ये तपोधनाः ।**
**वैकुण्ठस्थो यतः कृष्णः श्रवणाद्यस्य लभ्यते ॥**

( ૬-૭૬ )

'હે તપોધનો! હું ભગવાનના ગુણાનુવાદોના શ્રવણને બધા ધર્મોમાં શ્રેષ્ઠ માનું છું; કેમ કે ભગવાનના ગુણાનુવાદ સાંભળવાથી વૈકુંઠમાં વસેલા ભગવાન મળે છે.'

માત્ર શ્રવણ ભક્તિથી ભગવાનની પ્રાપ્તિ થાય છે તેનાં શાસ્ત્રોમાં ઘણાં પ્રમાણો મળી આવે છે; તેમ જ ઇતિહાસ અને પુરાણોમાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે. જેમ કે રાજા પરીક્ષિત ભાગવત સાંભળવાથી જ પરમ પદ પામી ગયા. શ્રીમદ્ ભાગવતમાહાત્મ્યમાં લખ્યું છે કે—

**असारे संसारे विषयविषसङ्गाकुलधियः**
**क्षणार्धं क्षेमार्थं पिबत शुकगाथातुलसुधाम् ।**
**किमर्थं व्यर्थं भो व्रजत कुपथे कुत्सितकथे**
**परीक्षित्साक्षी यच्छ्रवणगतमुक्त्युक्तिकथने ॥**

( ૬-૧૦૦ )

'હે વિષયરૂપી વિષના સંસર્ગથી વ્યાકુળ બુદ્ધિવાળા પુરુષો! શાને માટે હલકી વાતોરૂપી નકામા દુષ્ટ માર્ગમાં ભટકી રહ્યા છો? આ અસાર સંસારમાં કલ્યાણને ખાતર ( ઓછામાં ઓછી ) અર્ધી ક્ષણ

તો શુકદેવજીના મુખમાંથી નીકળેલા ભગવતકથારૂપી અનુપમ અમૃતનું પાન કરો. શ્રવણથી મુક્તિ થાય છે, એ કથનના પરીક્ષિત સાક્ષી–પ્રત્યક્ષ પ્રમાણ છે.

ધુન્ધુકારી જેવો પાપી પણ માત્ર ભગવાનના ગુણાનુવાદો સાંભળવાના પ્રભાવથી તરી ગયો અને શૌનક વગેરે ઘણાયે ઋષિઓ પણ પુરાણ અને ઇતિહાસના શ્રવણમાં જ પોતાનો સમય ગાળ્યા કરતા હતા. તેઓ કદી પણ કંટાળતા નહોતા.

આ મનુષ્યજીવન માટે આનાથી બીજો કોઈપણ શ્રવણ કરવા યોગ્ય વિષય નથી અને એ મહાપુરુષોના સમાગમથી જ પ્રાપ્ત થાય છે. તેથી મહાપુરુષોના સમાગમ સિવાય આનંદદાયક લાભપ્રસંગ સંસારમાં કોઈપણ પદાર્થ મનુષ્યોને માટે નથી. શ્રીમદ્ ભાગવતમાં સૂતજી કહે છે કે—

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥**

( १–१८–१३ )

'ભગવત્સંગી અર્થાત્ નિત્ય ભગવાનની સાથે રહેનારા અનન્ય પ્રેમી ભક્તોના ક્ષણમાત્રના સમાગમની સાથે અમે સ્વર્ગ તથા મોક્ષની પણ સરખામણી કરી શકતા નથી, તો પછી મનુષ્યોએ ઇચ્છેલા પદાર્થોની તો વાત જ શી!'

તેથી પોતાનું સમગ્ર જીવન મહાપુરુષોના સમાગમમાં રહેતાં રહેતાં જ ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રેમ, પ્રભાવ, રહસ્ય અને તત્ત્વની અમૃતમય કથાઓ નિરંતર સાંભળવામાં જ ગાળવું જોઈએ અને તે સાંભળી સાંભળીને પ્રેમ અને આનંદમાં મુગ્ધ થતાં થતાં પોતાના મનુષ્યજીવનને સફળ કરવું જોઈએ.

# કીર્તન

ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, ચરિત્ર, તત્ત્વ અને રહસ્યનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ઉચ્ચારણ કરતાં કરતાં શરીરમાં રોમાંચ થવું, ગળું ભરાઈ આવવું, અશ્રુપાત, હૃદયની પ્રફુલ્લતા, મુગ્ધતા વગેરે થવું એ કીર્તન ભક્તિનું રૂપ છે.

કથા-વ્યાખ્યાનાદિ દ્વારા ભક્તોની આગળ ભગવાનના પ્રેમ-પ્રભાવનું વર્ણન કરવું, એકાંતમાં અથવા સમૂહમાં મળીને ભગવાનને હાજરાહજૂર સમજીને તેમના નામના ઉપાંશું જપ અને ઉચ્ચ સ્વરે કીર્તન કરવું, ભગવાનના ગુણ, પ્રભાવ અને ચરિત્ર વગેરેનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ધીરે ધીરે અથવા ઊંચે અવાજે, ઊભા રહીને અથવા બેઠા બેઠા, વાદ્ય-નૃત્ય સહિત અથવા વાદ્ય-નૃત્ય વિના બોલવું તથા દિવ્ય સ્તોત્ર અને પદો દ્વારા ભગવાનની સ્તુતિપ્રાર્થના કરવી, એ જ ઉપરોક્ત ભક્તિને પ્રાપ્ત કરવાના પ્રકાર છે. પરંતુ આ બધી ક્રિયાઓ, નામના દસ અપરાધોને દૂર કરીને[1] દંભરહિત અને શુદ્ધ ભાવનાથી સ્વાભાવિકપણે થવી જોઈએ.

---

१ सन्निन्दासति नामवैभवकथा श्रीशेशयोर्भेदधी-
रश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिरां नाम्न्यर्थवादभ्रमः ।
नामास्तीति निषिद्धवृत्तिविहितत्यागो हि धर्मान्तरैः
साम्यं नाम्नि जपे शिवस्य च हरेर्नामापराधा दश ॥

સત્પુરુષોની નિંદા, અશ્રદ્ધાળુઓમાં નામનો મહિમા કહેવો, વિષ્ણુ અને શિવમાં ભેદબુદ્ધિ; વેદ, શાસ્ત્ર અને ગુરુની વાણીમાં અવિશ્વાસ, હરિ-નામના અર્થવાદનો ભ્રમ અર્થાત્ કેવળ સ્તુતિમાત્ર છે એવી માન્યતા, નામના

ઉપરોક્ત કીર્તન ભક્તિ પ્રાપ્ત કરીને સૌને ભગવાનમાં અનન્ય પ્રેમ થઈને તેમની પ્રાપ્તિ થાય, એ ઉદ્દેશથી સંસારમાં એનો પ્રચાર કરવો, એ એનું પ્રયોજન છે.

કીર્તનભક્તિ પણ ઈશ્વર અને મહાપુરુષોની કૃપાથી જ પ્રાપ્ત થાય છે. તેથી આ બાબતમાં તેમની કૃપા એ જ કારણરૂપ છે; કેમ કે ભગવાનના ભક્તો દ્વારા ભગવાનના પ્રેમ, પ્રભાવ, તત્ત્વ અને રહસ્યની વાતો સાંભળવાથી અને શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી ભગવાનમાં શ્રદ્ધા થાય છે અને ત્યારે મનુષ્ય ઉપરોક્ત ભક્તિ પ્રાપ્ત કરી શકે છે. તેથી ભગવાન અને તેમના ભક્તોની દયા મેળવવા માટે તેમની આજ્ઞાનું પાલન કરવું જોઈએ.

આ પ્રકારની માત્ર કીર્તન-ભક્તિથી પણ મનુષ્ય પરમાત્માની દયાથી તેમનામાં અનન્ય પ્રેમ કરીને તેમને પ્રાપ્ત કરી શકે છે. ગીતામાં ભગવાને કહ્યું છે કે-

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

(९-३०-३१)

'જો કોઈ અતિશય દુરાચારી પણ અનન્ય ભાવથી મારો ભક્ત થઈને મારું નિરંતર ભજન કરે છે તો તે સાધુ જ માનવા

---

બળથી કરવા યોગ્યનો ત્યાગ અને નિષિદ્ધનું આચરણ, અન્ય ધર્મો સાથે નામની તુલના યાને શાસ્ત્રવિહિત કર્મો સાથે નામની તુલના-આ બધા ભગવાન શિવ અને વિષ્ણુના નામજપમાં દસ અપરાધ છે.

યોગ્ય છે; કેમ કે તે યથાર્થ નિશ્ચયવાળો છે, અર્થાત્ તેણે બરાબર નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશું જ નથી. તેથી તે તરત જ ધર્માત્મા બની જાય છે, અને હમેશાં રહેનારી પરમ શાંતિને પામે છે. હે અર્જુન ! તું નિશ્ચયપૂર્વક સત્ય સમજ કે મારો ભકત નાશ પામતો નથી.

એટલું જ નહિ, આ કીર્તનભકિતના પ્રચારક તો ભગવાનને સૌથી વધારે પ્રિય છે. ભગવાને ગીતામાં પોતે જ કહ્યું છે કે –

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ।**
**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥**

(૧૮-૬૮-૬૯)

'જે પુરુષ મારા ઉપર પ્રેમ રાખીને આ પરમ રહસ્યવાળા ગીતાશાસ્ત્રને મારા ભકતોને કહેશે અર્થાત્ નિષ્કામભાવથી પ્રેમપૂર્વક મારા ભકતોને ભણાવશે અને અર્થની સમજૂતી આપી એનો પ્રચાર કરી તેમના હૃદયમાં ધારણ કરાવશે, તે નિસ્સંદેહ મને જ પ્રાપ્ત થશે, અને તેનાથી વિશેષ મને અતિશય પ્રિય કાર્ય કરનારો મનુષ્યોમાં કોઈ જ નથી અને આ પૃથ્વીમાં એનાથી વિશેષ મને અત્યંત પ્રિય કોઈ થવાનો પણ નથી.' આ જ આ કીર્તનભકિતનું ફળ છે.

ભાગવત અને રામાયણ વગેરે બધા ભકિતના ગ્રંથોમાં ભગવાનનાં માત્ર નામ અને ગુણોના કીર્તનથી સર્વ પાપોનો નાશ અને ભગવત્-પ્રાપ્તિ થાય છે, એમ કહેલું છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે—

ब्रह्महा पितृहा गोघ्नो मातृहाचार्यहाघवान् ।
श्वादः पुल्कसको वापि शुद्ध्येरन्यस्य कीर्तनात् ।

( ६-१३-८ )

'બ્રાહ્મણનો નાશ કરનાર, પિતૃઓનો ઘાત કરનાર; ગાય, માતા અને ગુરુને હણનાર એવા પાપી તથા ચાંડાળ અને મ્લેચ્છ જાતિના પણ તેમના કીર્તનથી શુદ્ધ થઈ જાય છે.'

संकीर्त्यमानो भगवाननन्तः
श्रुतानुभावो व्यसनं हि पुंसाम् ।
प्रविश्य चित्तं विधुनोत्यशेषं
यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः ॥

( भागवत १२-१२-४७ )

'જે રીતે સૂર્ય અંધકારને, પ્રચંડ વાયુ વાદળને છિન્નભિન્ન કરી નાખે છે, તે જ પ્રમાણે કીર્તન થવાથી વિખ્યાત પ્રભાવવાળા અનંત ભગવાન મનુષ્યોનાં હૃદયમાં પ્રવેશ કરીને તેમનાં સઘળાં પાપોનો અવશ્ય નાશ કરે છે.' અને—

आपन्नः संसृतिं घोरां यन्नाम विवशो गृणन् ।
ततः सद्यो विमुच्येत यद्बिभेति स्वयं भयम् ॥

( भागवत १-१-१४ )

'જે પરમાત્માથી ભય પોતે પણ ભય પામે તે પરમાત્માના નામનો વિવશ થઈને પણ ઉચ્ચાર કરવાથી આ ઘોર સંસારમાં પડેલો મનુષ્ય તરત સંસારબંધનથી મુક્ત થઈ જાય છે.'

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।
कीर्त्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥

( भागवत १२-३-५१ )

'હે રાજન્ ! દોષના ખજાનારૂપ આ કળિયુગમાં એક જ મહાન ગુણ છે કે ભગવાન કૃષ્ણના કીર્તનથી જ મનુષ્ય આસકિતરહિત થઈને પરમાત્માને પ્રાપ્ત કરે છે.'

इत्थं हरेर्भगवतो रुचिरावतार
वीर्याणि बालचरितानि च शन्तमानि।
अन्यत्र चेह च श्रुतानि गृणन्मनुष्यो
भक्तिं परां परमहंसगतौ लभेत ॥

( भागवत ११-३१-२८ )

'આ પ્રમાણે આ ભાગવતમાં અથવા બીજાં બધાં શાસ્ત્રોમાં વર્ણવેલ ભગવાન કૃષ્ણના સુંદર અવતારોનાં પરાક્રમોને તથા પરમ મંગલમય બાલચરિતોને કહેતો મનુષ્ય પરમહંસોની ગતિસ્વરૂપ ભગવાનની પરાભકિતને પામે છે.'

अहो बत श्वपचोऽतो गरीयान्
यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम्।
तेपुस्तपस्ते जुहुवुः सस्नुरार्या
ब्रह्मानूचुर्नाम गृणन्ति ये ते ॥

( भागवत ३-३३-७ )

'અહો ! આશ્ચર્યની વાત છે કે જેમની જીભ ઉપર તમારું પવિત્ર નામ રહે છે, તે ચંડાળ પણ શ્રેષ્ઠ છે; કેમ કે જે 'તમારા નામનું કીર્તન કરે છે તે શ્રેષ્ઠ પુરુષોએ તપ, યજ્ઞ, તીર્થસ્થાન અને વેદાધ્યયન વગેરે સર્વ કંઈ કરી લીધું છે.'

રામચરિત માનસમાં ગોસ્વામી તુલસીદાસે પણ કહ્યું છે કે—

નામ સપ્રેમ જપત અનયાસા, ભકત હોહિ મુદ મંગલ વાસા.
નામ જપત પ્રભુ કીન્હ પ્રસાદૂ, ભકત સિરોમનિ જે પ્રહલાદૂ.
સુમિરિ પવનસુત પાવન નામૂ, અપને બસકરિ રાખેહુ રામૂ.
ચહુઁ જુગ તીન કાલ તિહુઁ લોકા, ભયે નામ જપિ જીવ બિસોકા.
કહૌંહું કહૌં લગિ નામ બડાઈ, રામ ન સકહિ નામગુન ગાઈ.

મહર્ષિ પતંજલિ પણ કહે છે—

**तस्य वाचकः प्रणवः ।**

( योग० १–२७ )

'તે પરમાત્માનું નામ ૐકાર છે.'

**तज्जपस्तदर्थभावनम् ।**

( योग० १–२८ )

'તે પરમાત્માના નામના જપ અને તેના અર્થની ભાવના એટલે કે સ્વરૂપનું ચિંતન કરવું.'

**ततः प्रत्यक् चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥**

( योग १–२९ )

ઉપરોકત સાધનથી સમસ્ત વિઘ્નોનો નાશ અને પરમાત્માની પ્રાપ્તિ પણ થાય છે. નારદપુરાણમાં પણ કહ્યું છે કે—

**हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।**
**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥**

( १–४१–११५ )

'કળિયુગમાં માત્ર શ્રીહરિનું નામ જ કલ્યાણનું પરમ સાધન છે, એના સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.' આ રીતે શાસ્ત્રોમાં વળી વિશેષ પ્રમાણો મળી આવે છે.

આ કીર્તન ભક્તિથી, પહેલાંના સમયમાં ઘણા તરી ગયા છે. ઇતિહાસ અને પુરાણોમાં અને રામાયણમાં પણ દૃષ્ટાંતો મળી આવે છે.

ભગવાનના નામ અને ગુણોના કીર્તનના પ્રતાપથી પહેલાંના સમયમાં નારદ, વાલ્મીકિ, શુકદેવ વગેરે તથા અર્વાચીન સમયમાં ગૌરાંગ મહાપ્રભુ, તુલસીદાસ, સુરદાસ, નાનક, તુકારામ, નરસિંહ, મીરાંબાઈ વગેરે અનેક ભકતો પરમ પદ પામ્યા છે. તેમના જીવન-નો ઈતિહાસ પ્રખ્યાત જ છે. પરમ ભકતોની વાત જવા દો, જેઓ મહાપાપી હતા તેઓ પણ તરી ગયા છે. શ્રીગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે કે—

**અપર અજામિલ ગજ ગનિકાઊ, ભયે મુકત હરિનામ પ્રભાઊ.**

તેથી જેમ વાદળને જોઈને પપૈયો પાણીને માટે પી પી કરે છે, તે જ પ્રમાણે ભગવાનમાં પરમ પ્રેમ થવાને માટે અને ભગવાનની પ્રાપ્તિને માટે ભગવાનનાં નામ અને ગુણનું કીર્તન કરવાનો હમેશાં તત્પર થઈને સતત પ્રયત્ન કરવો જોઈએ.

# સ્મરણ

પ્રભુનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, લીલા, તત્ત્વ અને રહસ્ય પૂર્ણ અમૃતમય કથાઓનું જે શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ તથા વાચન કરવામાં આવ્યું છે, તેનું મનન કરવું, અને આ પ્રમાણે મનન કરતાં કરતાં દેહનું ભાન ભૂલી જઈને ભગવાનના સ્વરૂપમાં ધ્રુવજીની પેઠે તલ્લીન થઈ જવું, એ સ્મરણ ભક્તિનું સ્વરૂપ છે

બને ત્યાં સુધી એકાન્ત અને પવિત્ર સ્થાનમાં સુખપૂર્વક સ્થિર અને સરળ આસને બેસીને ઈન્દ્રિયોને વિષયોથી વેગળી કરીને કામના અને સંકલ્પનો ત્યાગ કરીને શાન્ત અને વૈરાગ્યયુક્ત ચિત્તાથી અથવા હરતાં ફરતાં, ઊઠતાં બેસતાં, ખાતાંપીતાં, ઊંઘતાં, સર્વ કામ કરતાં કરતાં પણ સ્વાભાવિક, શુદ્ધ અને સરળ ભાવથી સગુણ નિર્ગુણ,[1] સાકાર—નિરાકારના તત્ત્વને જાણીને ગુણ અને પ્રભાવ-

---

૧ શ્રીમદ્ ભાગવતમાં સગુણ સાકારનું ધ્યાન કરવાનો આ પણ એક પ્રકાર છે—

समं प्रशान्तं सुमुखं दीर्घचारुचतुर्भुजम् ।
सुचारु सुन्दरग्रीवं सुकपोलं शुचिस्मितम् ॥
समानकर्णविन्यस्तस्फुरन्मकरकुण्डलम् ।
हेमाम्बरं घनश्यामं श्रीवत्सश्रीनिकेतनम् ॥
शङ्खचक्रगदापद्मवनमालाविभूषितम् ।
नूपुरैर्विलसत्पादं कौस्तुभप्रभया युतम् ॥
सर्वाङ्गसुन्दरं हृद्यं प्रसादसुमुखेक्षणम् ॥
सुकुमारमभिध्यायेत्सर्वाङ्गेषु मनो दधत् ॥

( ૧૧-૧૪-૩૮-૪૨ )

જે સમ છે, પ્રશાંત છે, જેમનું મુખ સુંદર છે, જેમને લાંબા લાંબા ચાર હાથ છે, જેમનો કંઠ અતિ સુંદર છે, જે સુંદર ગાલવાળા છે, જેમનું હાસ્ય ઉજ્જવળ

પૂર્વક ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું, ભગવાનના નામનું મનથી સ્મરણ કરવું, ભગવાનની લીલાઓનું સ્મરણ કરીને મુગ્ધ થવું, ભગવાનના તત્ત્વ અને રહસ્યોને જાણવા માટે તેમના ગુણ, પ્રભાવનું ચિંતન કરવું; તથા દિવ્ય સ્તોત્રથી અને પદોથી મનન વડે સ્તુતિ અને પ્રાર્થના કરવી. આ રીતે સ્મરણના ઘણા પ્રકારો શાસ્ત્રોમાં બતાવેલા છે.

પ્રભુમાં અનન્ય પ્રેમ થઈને તેની પ્રાપ્તિ થવી એ એનો ઉદ્દેશ્ય છે.

પ્રેમી ભકતો વડે કરાતાં નામ, જપ, રૂપ, ગુણ, પ્રભાવ વગેરની અમૃતમયી કથાઓનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક શ્રવણ કરવું. ભગવાન વિષેનાં ધાર્મિક પુસ્તકોનું વાચન–મનન કરવું. ભગવાનના નામના જપ અને કીર્તન કરવાં, ભગવાનનાં પદ અને સ્તોત્રો વડે અથવા કોઈ પણ પ્રકારે ધ્યાનને માટે કરુણાભાવથી સ્તુતિ-પ્રાર્થના કરવી તથા ભગવાન અને મહાપુરુષોની આજ્ઞાનું પાલન કરવું વગેરે ઉપરોકત સ્મરણભકિત પ્રાપ્ત કરવાના ઉપાય છે.

ઉપર બતાવેલી માત્ર સ્મરણભકિતથી પણ સમસ્ત પાપ,

---

છે. જેમણે કાનોમાં ચકચકિત મગરના જેવી આકૃતિવાળાં કુંડળ ધારણ કરેલાં છે, જેમનો રંગ વાદળ જેવો શ્યામ છે. જેમણે પીતાંબર પહેરેલું છે. જેમના હૃદયમાં શ્રીવત્સ અને લક્ષ્મીજીનું ચિહ્ન છે, જે શંખ, ચક્ર, ગદા, પદ્મ અને વનમાલાથી વિભૂષિત છે, જેમનાં ચરણો નૂપુરોથી સુશોભિત છે, જે કૌસ્તુભમણિની કાંતિવાળા છે. જેઓ સુંદર મુગટ, કડાં, કંદોરો અને બાજુબંધવાળા છે, જેમનાં બધાં જ અંગ સુંદર છે, જેઓ મનોહર છે, કૃપાભર્યાં મુખ-નેત્રવાળા છે, તેવા સુકુમાર ભગવાનનાં અંગોમાં મનને યોજીને યોગ્ય પ્રકારે ધ્યાન કરવું.

વિઘ્ન, અવગુણ અને દુઃખોનો અત્યંત અભાવ થાય છે. ભગવદ્-સ્મરણ દ્વારા મનુષ્ય જે કંઈ ઈચ્છે તે પ્રાપ્ત કરી શકે છે. ભગવદ્-પ્રાપ્તિરૂપ પરમ શાંતિની પ્રાપ્તિ પણ આનાથી ઘણી જલદી અને સહેલાઈથી થઈ જાય છે. શ્રુતિ—સ્મૃતિ, ઈતિહાસ, પુરાણ, સંત-મહાત્મા સૌએ એક સ્વરે ભગવત્સ્મરણ(ધ્યાન)નો ઘણો મહિમા ગાયો છે. કઠોપનિષદમાં કહ્યું છે કે—

**एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।**
**एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥**

(२–१६)

'આ ૐકાર અક્ષર જ બ્રહ્મ છે; એ જ પરબ્રહ્મ છે, આ જ ૐકારરૂપ અક્ષરને જાણીને (ઉપાસના કરીને) જે મનુષ્ય જે વસ્તુને ઈચ્છે છે, તેને તે જ મળે છે.'

સંધ્યોપાસના વિધિની શરૂઆતમાં લખ્યું છે કે—

**अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।**
**यः स्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः ॥**

'અપવિત્ર કે પવિત્ર ગમે તે અવસ્થામાં ભલે તે હો, જે પુરુષ ભગવાન પુંડરીકાક્ષનું સ્મરણ કરે છે, તે બહાર અને અંદરથી શુદ્ધ થઈ જાય છે.' શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાને કહ્યું છે કે—

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**

(६–३०)

અર્થાત્ 'જે પુરુષ સમસ્ત ભૂતોમાં સૌના આત્મારૂપ મને

વાસુદેવને જ વ્યાપી રહેલ જુએ છે અને સમસ્ત ભૂતોને મારી–વાસુદેવની અંદર જુએ છે, તેને માટે હું અદૃશ્ય નથી રહેતો અને તે મારે માટે અદૃશ્ય રહેતો નથી.'

तस्मात्सर्वेषु व्यालेषु मामनुस्मर युध्य च।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्॥
अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन्॥

'તેથી 'હે અર્જુન! તું સર્વ સમયે નિરંતર મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર. આ પ્રમાણે મારામાં અર્પણ કરેલાં મન–બુદ્ધિવાળો થઈને અવશ્ય તું મને જ પામીશ. નિયમ છે કે પરમેશ્વરના ધ્યાનના અભ્યાસરૂપ યોગવાળો બીજી તરફ ન ભટકનારા ચિત્તાથી નિરંતર ચિંતન કરતો પુરુષ પરમ પ્રકાશરૂપ દિવ્ય પુરુષને અર્થાત્ પરમેશ્વરને જ પ્રાપ્ત થાય છે.'

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥

( गीता ८–१४ )

'હે અર્જુન! જે પુરુષ મારામાં અનન્ય ચિત્ત વડે સ્થિર રહીને હમેશાં મારું સ્મરણ કરે છે, તે નિરંતર મારામાં તલ્લીન થયેલા યોગીને માટે હું સુલભ છું અર્થાત્ સહેજે જ પ્રાપ્ત થાઉં છું.'

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥

( गीता ९–२२ )

'જે અનન્ય ભાવથી મારામાં સ્થિર થયેલા ભક્તજનો મને

પરમેશ્વરને નિરંતર ચિંતન કરતા નિષ્કામભાવથી મારી ઉપાસના કરે છે, તે હમેશાં મારામાં રહેનારા પુરુષોનું યોગક્ષેમ હું પોતે જ ઉપાડી લઉં છું.'

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥
मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

(गीता १२, ६-८)

'અને જે મારે પરાયણ થયેલા ભક્તો સમસ્ત કર્મોને કાર્યોને મારામાં અર્પણ કરીને મને સગુણરૂપ પરમેશ્વરને જ તેલની ધારની પેઠે અનન્ય ધ્યાનયોગથી નિરંતર ચિંતન કરતા મારી ઉપાસના કરે છે, તે મારામાં ચિત્ત લગાડનારા પ્રેમી ભક્તોનો હું તરત જ મૃત્યુરૂપી સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરનારો થાઉં છું. તેથી હે અર્જુન! તું મારામાં મન લગાડ અને મારામાં જ બુદ્ધિને જોડ. આથી તું મારામાં જ નિવાસ કરશે અર્થાત્ મને જ પામશે, એમાં કંઈ જ શંકા નથી.'

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥
मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।

(गीता १८, ५७-५८)

'હે અર્જુન! તું સર્વ કર્મોને મનથી મારામાં અર્પણ કરીને

મારે પરાયણ થઈને સમત્વ બુદ્ધિરૂપ નિષ્કામ કર્મયોગનું અવલંબન કરીને નિરંતર મારામાં ચિત્તવાળો થા. આ પ્રમાણે મારામાં નિરંતર ચિત્તવાળો થઈને મારી કૃપાથી જન્મમૃત્યુ વગેરે સર્વ સંકટોને અનાયાસે જ તરી જશે.'

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

कीटः पेशस्कृता रुद्धः कुडयायां तमनुस्मरन् ।
संरम्भभययोगेन विन्दते तत्सरूपताम् ॥
एवं कृष्णे भगवति मायामनुज ईश्वरे ।
वैरेण पूतपाप्मानस्तमीयुरनुचिन्तया ॥
कामाद् द्वेषाद्भयात्स्नेहाद्यथा भक्त्येश्वरे मनः ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गताः ॥

( ૭-૧, ૨૭-૨૯ )

'જેમ દીવાલ ઉપર ભમરાએ ઘેરી લીધેલો કીડો ભમરાના ક્રોધના ભયથી તેનું સ્મરણ કરતો કરતો ભમરા જેવો જ બની જાય છે, તે જ પ્રમાણે માયાથી મનુષ્યરૂપ ધારણ કરાવનારા પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણનું વેરભાવથી વારંવાર ચિંતન કરતાં કરતાં ઘણા લોકો નિષ્પાપ થઈને તેમને પ્રાપ્ત કરી ગયા છે. આ જ પ્રમાણે, કામ, દ્વેષ, ભય, સ્નેહ તથા ભક્તિથી ઈશ્વરમાં મન જોડીને ઘણાયે સાધકો પાપરહિત થઈને પરમ પદને પામી ચૂક્યા છે.'

शृण्वन् गृणन् संस्मरयंश्च चिन्तयन्
नामानि रूपाणि च मङ्गलानि ते ।

क्रियासु यस्त्वच्चरणारविन्दयो-
राविष्टचेता न भवाय कल्पते ॥

( भागवत १०-२, ३७ )

'જે પુરુષ બધી જ ક્રિયાઓ કરતી વખતે આપના મંગળ-મય રૂપ તથા નામોનું શ્રવણ, કથન, સ્મરણ અને ચિંતન કરતો આપનાં ચરણકમળમાં ધ્યાન રાખે છે, તે ફરીથી સંસારમાં આવતો નથી.'

विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥

( भागवत ११-१४, २७ )

'વિષય—ચિંતન કરનારનું મન વિષયોમાં આસક્ત થાય છે અને મારું વારંવાર સ્મરણ કરનારનું મન મારામાં જ લવલીન થઈ જાય છે.'

अविस्मृतिः कृष्णपदारविन्दयोः
क्षिणोत्यभद्राणि शमं तनोति च ।
सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं
ज्ञानं च विज्ञानविरागयुक्तम् ॥

( भागवत १२-१२, ५४ )

'શ્રીકૃષ્ણચંદ્ર મહારાજનાં ચરણકમળોનું સ્મરણ સર્વ પાપો-નો નાશ કરે છે, તથા અંતઃકરણની શુદ્ધિ પરમાત્મામાં ભક્તિ જ્ઞાન-વૈરાગ્ય સહિત જ્ઞાન અને શાંતિનો વધારો કરે છે.'

શ્રી વિષ્ણુસહસ્રનામની શરૂઆતમાં કહ્યું છે કે—

**यस्य स्मरणमात्रेण जन्मसंसारबन्धनात् ।**
**विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ।।**

'જેમના સ્મરણમાત્રથી મનુષ્ય જન્મરૂપી સંસારબંધનથી મુકત થઈ જાય છે; સંસારને ઉત્પન્ન કરનાર એ વિષ્ણુને નમસ્કાર છે.'

શ્રી તુલસીકૃત રામાયણમાં સુતીક્ષ્ણની સ્મરણભકિત વખાણવા જેવી છે. સુતીક્ષ્ણ ભગવાનના પ્રેમમાં મગ્ન થઈને મનોમન ભગવાનનું સ્મરણ કરતાં કરતાં કહે છે કે—

**સો પરમપ્રિય અતિ પાતકી જિન્હ કબહુઁ પ્રભુ સુમરિન ક્યોં;**
**તે આંજુ મૈં નિજ નયન દેખ્યૌં પૂરિ પુલકિત હિત ભયૌં.**
**જે પદસરોજ અનેક મુનિ કરિ ધ્યાન કબહુઁક પાવહીં;**
**તે રામ શ્રીરઘુવંશમણિ પ્રભુ પ્રેમતેં સુખ પાવહીં.**

આગળ જતાં ભગવાનના ધ્યાનમાં એવા તો મસ્ત બની ગયા કે તેમને પોતાના તન–મનનું ભાન પણ રહ્યું નહિ.

**મુનિ મગ માઁહી અચલ હોઈ વૈસા, પુલક શરીર પનસફલ જૈસા.**

એટલું જ નહિ, ભગવાનનાં દર્શન થયા પછી પણ એ જ વરદાન માગ્યું કે, હે નાથ ! મારા હૃદયમાં આપ નિરંતર વાસ કરો.'

**અનુજ જાનકી સહિત પ્રભુ, ચાપ, બાણ ધર રામ,**
**મમ હિય ગગન ઈંદુ ઈવ, બસહુ સદા નિષ્કામ.**

આથી એ જ સિદ્ધ થાય છે કે સુતીક્ષ્ણને ભગવાનનું ધ્યાન ઘણું જ વહાલું હતું. આ જ પ્રમાણે, સ્મરણ કરનારા ભકતોનાં શાસ્ત્રોમાં ઘણાંયે નામ આવે છે. પરંતુ અહીં કેટલાક ભકતોનાં નામ માત્ર જ આપવામાં આવે છે. જેમ કે, સનકાદિ, ધ્રુવ, ભીષ્મ, કુંતી વગેરે સ્મરણભકિતથી જ પરમ પદને પામ્યા

છે. આ સિવાય નીચ જાતિવાળી ભીલડી અને જટાયુ પક્ષી પણ ભગવત્સ્મરણથી પરમ ગતિને પામ્યાં છે.

ગુણ, પ્રભાવ અને પ્રેમપૂર્વક ભગવાનના સ્વરૂપના ધ્યાન જેવું આ સંસારમાં તરત ઉદ્ધાર કરનાર બીજું કોઈ પણ સાધન નથી. લગભગ બધાં સાધનોનું ફળ ભગવત્સ્મરણ છે. તેથી પોતાનું સમસ્ત જીવન ઉપરોકત પ્રકારે ભગવત્—ચિંતનમાં ગાળવાનો કમર કસીને પ્રયત્ન કરવો જોઈએ. શ્રી કબીરદાસજીએ પણ કહ્યું છે કે—

**સુમિરનસોં મન લાઈયે, જૈસે દીપ પતંગ,**
**પ્રાન તજે છિન એક મેં, જરત ન મોરે અંગ.**
**સુમિરનસોં મન લાઈયે, જૈસે કીટ ભિરંગ,**
**કબીર બિસારે આપકો, હોય જાય તેહિ રંગ.**

તેથી ભગવત્-પ્રાપ્તિની ઈચ્છાવાળા સાધક પુરુષે સર્વ કાર્ય કરતાં છતાં જેમ કાચબો પોતાનાં ઈંડાંનું, ગાય વાછરડાનું, કામી સ્ત્રીનું, લોભી ધનનું, નટી પોતાનાં ચરણોનું અને મોટર ચલાવનારો રસ્તાનું ધ્યાન રાખે છે, તે જ પ્રમાણે પરમાત્માનું ધ્યાન રાખવું જોઈએ.

सञ्चिन्तयेद्भगवतश्चरणारविन्दं
वज्राङ्कुशध्वजसरोरुहलाञ्छनाढ्यम् ।
उत्तुङ्गरक्तविलसन्नखचक्रवाल-
ज्योत्स्नाभिराहतमहद्धृदयान्धकारम् ॥
यच्छौचनिःसृतसरित्प्रवरोदकेन
तीर्थेन मूर्ध्न्यधिकृतेन शिवः शिवोऽभूत् ।
ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं
ध्यायेच्चिरं भगवतश्चरणारविन्दम् ॥

( भागवत ३–२८–२१–२२ )

'જે, વજ્ર અંકુશ, ધજા અને કમળ વગેરે ચિહ્નોવાળા છે, જેમના શોભાયમાન, લાલ રંગના ઉન્નત નખોનું તેજ ભક્તોના હૃદયના મહાન અંધકારનો પૂરેપૂરો નાશ કરી દે છે, શ્રી ભગવાનનાં એ ચરણકમળોનું અત્યંત પ્રેમથી ચિંતન કરવું જોઈએ.'

'જેમનાં ચરણો ધોઈને નીકળેલ ગંગાજીના પવિત્ર જળને મસ્તકે ધારણ કરીને શિવે શિવત્વ પ્રાપ્ત કર્યું છે, અને જે ધ્યાન કરનારા પુરુષોના અંતઃકરણમાં રહેનારા પાપરૂપ પહાડોને માટે ઇંદ્રે છોડેલા વજ્ર સમાન છે, અર્થાત્ જેમના ધ્યાનથી પાપના ઢગલાઓ નાશ પામી જાય છે, ભગવાનનાં એ ચરણકમળોનું અનંત કાળ સુધી ચિંતન કરવું જોઈએ.'

શ્રી ભગવાનના દિવ્ય મંગળમય સ્વરૂપની ધાતુ વગેરેની મૂર્તિ, છબી અથવા માનસમૂર્તિનાં મનોહર ચરણોનું શ્રદ્ધાપૂર્વક

દર્શન, ચિંતન, પૂજન અને સેવન કરતાં કરતાં ભગવત્પ્રેમમાં તન્મય થઈ જવું એ જ 'પાદસેવન' કહેવાય છે.

વારંવાર અતૃપ્ત નયનોથી ભગવાનનાં ચરણકમળોનું દર્શન કરવું, ભગવચ્ચરણોનું પૂજન અને સેવન કરવું તથા ચરણોદક લેવું, મનથી ભગવચ્ચરણોનું ચિંતનપૂજન કરવું, ભગવાનની ચરણ-પાદુકાઓનું હાથ વડે પૂજન અને મનથી ચિંતન તથા પૂજન કરવું, ભગવાનની ચરણરજને મન દઈને મસ્તકે ધારણ કરવી, હૃદયે લગાડવી, ભગવાનનાં ચરણોના સ્પર્શ કરેલા શય્યાસન વગેરેને તીર્થથી વિશેષ સમજીને તેનું માન સાચવવું; અયોધ્યા, ચિત્રકૂટ, વૃંદાવન, મથુરા વગેરે સ્થાનોને, જ્યાં જ્યાં ભગવાનનો અવતાર અથવા પ્રાકટ્ય થયું છે અથવા જ્યાં જ્યાં ભગવાનનાં પગલાં પડયાં છે, તે તે સ્થાનોને પરમ તીર્થ સમજીને ત્યાંની રજને ભગવાન-ની ચરણધૂલિ સમજીને મસ્તકે ધારણ કરવી, અને શ્રી ગંગાજીના જળને ભગવાનનું ચરણોદક સમજીને પ્રણામ-પૂજન, સ્નાન-પાનાદિ વડે તેમનું સેવન કરવું વગેરે બધા 'પાદસેવન' ભક્તિના જ ભિન્ન ભિન્ન પ્રકાર છે.

મમતા, અહંકાર અને અભિમાન વગેરેનો નાશ થઈને પ્રભુનાં ચરણોમાં અનન્ય પ્રેમની પ્રાપ્તિ થવાના ઉદ્દેશ્યથી પાદસેવન ભક્તિ કરવામાં આવે છે.

ભગવાનના અનન્ય ભક્તોનો સંગ કરવાથી ભગવાનની ચરણસેવાનું તત્ત્વ, રહસ્ય અને પ્રભાવ સાંભળવાનો મળે છે, તેનાથી શ્રદ્ધા પ્રાપ્ત થાય છે અને ત્યારે જ આ ભક્તિ પ્રાપ્ત થાય છે.

માત્ર પાદસેવન ભક્તિથી પણ મનુષ્યના બધા દુરાચાર,

દુર્ગુણ અને દુઃખ પૂરેપૂરાં દૂર થઈ જાય છે અને ભગવાનમાં સહેલાઈથી જ અતિશય શ્રદ્ધા અને પ્રેમ થઈને તેને આત્યન્તિક પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. તેને માટે કંઈ પણ દુર્લભ રહેતું નથી.

શાસ્ત્ર અને મહાત્માઓએ પાદસેવન ભક્તિનો ઘણો મહિમા ગાયો છે. શ્રી શંકરાચાર્ય કહે છે કે ભગવાનનાં ચરણકમળરૂપી નૌકા જ સંસારસાગરમાંથી પાર ઉતારનાર છે:

**अपारसंसारसमुद्रमध्ये**
**समज्जतो मे शरणं किमस्ति ।**
**गुरो कृपालो कृपया वदैतद्**
**विश्वेशपादाम्बुजदीर्घनौका ॥**

શિષ્ય: 'હે કૃપાળુ ગુરુદેવ! આપ કૃપા કરીને બતાવો કે આ અપાર સંસારરૂપી સમુદ્રમાં મુજ ડૂબતાનું આશ્રયસ્થાન શું છે?'

ગુરુ: 'ભગવાન વિશ્વેશ્વરનાં ચરણકમળરૂપી વહાણ જ એક માત્ર આશ્રયસ્થાન છે.'

ભગવાનનાં ચરણોનું પાન કરવાથી અને તેને મસ્તકે ધારણ કરવાથી પણ કલ્યાણ થાય છે. ભગવાન શ્રી રામચંદ્રજીનું ચરણામૃત પીને તેમને નૌકામાં પાર લઈ જતી વખતના પ્રસંગમાં એ હોડીવાળાનો મહિમા ગાતાં શ્રી તુલસીદાસજી કહે છે કે—

**પગ પખારિ જલ-પાન કરિ, આપુ સહિત પરિવાર,**
**પિતર પાર કરિ પ્રભુહિ પુનિ, મુદિત ગયઉ લે પાર.**

નિત્ય નિરંતર પ્રભુનાં ચરણોનું દર્શન અને સેવન કરીને પળે પળે કેવી રીતે આનંદ અનુભવવો જોઈએ તેનો આદર્શ શ્રી સીતાજી છે. વનગમન સમયે તેઓ ભગવાનને કહે છે—

છિનુ છિનુ પ્રભુ-પદ-કમલ બિલોકી.
રહિહઉં મુદિત દિવસ જીમિ કોકી,
મોહિ મગ ચલત ન હોઈહી હારી,
છિનુ છિનુ ચરન-સરોજ નિહારી.
પાય પખારી બૈઠી તરુ છાંહી,
કરિહઉં બાયુ મુદિત મન માઁહી.
સ્રમ મહિ તન-તરુપલ્લવ ડાસી,
પાયપલોટિહિ સબ નિસિ દાસી.

ભગવાન શ્રીરામનાં ચરણચિહ્ન, ચરણરજ અને ચરણ-પાદુકાનાં દર્શન તથા સેવનથી ભરતજીને કેટલો આનંદ પ્રાપ્ત થાય છે અને તેમની કેવી પ્રેમતન્મય દશા થઈ જાય છે, તે ભગવાન શિવના શબ્દોમાં સાંભળો :

स तत्र वज्राङ्कुशवारिजाञ्चित-
ध्वजादिचिह्नानि पदानि सर्वतः ।
ददर्श रामस्य भुवोऽतिमङ्गला-
न्यचेष्टयत्पादरजःसु सानुजः ॥
अहो सुधन्योऽहममूनि राम—
पादारविन्दाङ्कितभूतलानि ।
पश्यामि यत्पादरजो विमृग्यं
ब्रह्मादिदेवैः श्रुतिभिश्च नित्यम् ॥

( अध्यात्मरामायण २–९,–२–३ )

'ત્યાં તેમણે બધી બાજુએ શ્રી રામચંદ્રજીનાં વજ્ર, અંકુશ, કમળ અને ધ્વજ વગેરેનાં ચિહ્નોથી સુશોભિત તથા પૃથ્વીને માટે અતિ મંગલમય ચરણચિહ્નો જોયાં. તેમને જોઈને ભાઈ શત્રુઘ્ન-

ની સાથે તેઓ એ ચરણોમાં આળોટવા લાગ્યા અને મનોમન કહેવા લાગ્યા કે—અહો! હું પરમ ધન્યભાગી છું કે આજે ભગવાન રામચંદ્રજીનાં ચરણકમળોનાં ચિહ્નોથી શણગારાયેલી ભૂમિને હું જોઈ રહ્યો છું, જેમની ચરણરજની બ્રહ્માદિ દેવતા અને શ્રુતિઓ પણ હમેશાં શોધ કર્યા કરે છે.'

સંત તુલસીદાસજી કહે છે કે:

**રજ સિર ધરિ હિય-નયનન્હિ લાવહિં,**
**રઘુવર-મિલન સરિસ સુખ પાવહિં.**

**નિત પૂજત પ્રભુ-પાંવરી, પ્રીતિ ન હૃદયં સમાતિ,**
**માગિ માગિ આયસુ કરત રાજકાજ બહુ ભાંતિ.**

અહલ્યા ભગવાનની ચરણરજ પામીને કૃતાર્થ બની જાય છે અને કહે છે કે:

**अहो कृतार्थास्मि जगन्निवास ते**
**पादाब्जसंलग्नरजःकणादहम् ।**
**स्पृशामि यत्पद्मजशङ्करादीभि-**
**र्विमृग्यते रन्धितमानसैः सदा ॥**

( अ. रा० १-५, ४३ )

'હે જગન્નિવાસ! આપનાં ચરણકમળોમાં લાગેલી રજનો સ્પર્શ થતાં આજે હું કૃતાર્થ થઈ ગઈ. અહો! આપનાં જે ચરણ-કમળોને બ્રહ્મા, શંકર વગેરે હમેશાં ચિત્ત દઈને શોધ્યા કરે છે, આજે હું તેનો સ્પર્શ કરી રહી છું.'

ભગવાનનાં ચરણોનો આશ્રય લેવાથી મનુષ્યના સર્વ દોષો-નો નાશ થાય છે, તેની સઘળી વિપત્તિઓ ટળી જાય છે અને

તે ગોપદની પેઠે સંસારસાગરને તરી જાય છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે:

**तावद्भयं द्रविणगेहसुहृन्निमित्तं**
**शोकः स्पृहा परिभवो विपुलश्च लोभः ।**
**तावन्ममेत्यसदवग्रह आर्तिमूलं**
**यावन्न तेऽङ्घ्रिमभयं प्रवृणीत लोकः ॥**

( ३-९, ६ )

'હે પ્રભો! જ્યાં સુધી લોક તમારાં અભય ચરણકમળો-નો સાચા હૃદયથી આશરો લેતા નથી, ત્યાં સુધી ધન, ઘર, મિત્ર વગેરેને નિમિત્તે ભય, શોક, સ્પૃહા, પરાજય અને મહાન લોભ એ બધું થાય છે અને ત્યાં સુધી સમસ્ત દુ:ખોનું મૂળ 'આ મારું છે' એવી જૂઠી ધારણા રહે છે. અર્થાત્ ભગવાનનાં ચર-ણોનું શરણ—આશ્રય લીધા પછી આ બધું નાશ પામી જાય છે.'

**समाश्रिता ये पदपल्लवप्लवं**
**महत्पदं पुण्ययशो मुरारेः ।**
**भवाम्बुधिर्वत्सपदं परं पदं**
**पदं पदं यद्विपदां न तेषाम् ॥**

( भागवत १०-१४, ५८ )

જેમણે સંતોના આશ્રયસ્થાન, પવિત્ર યશવાળા ભગવાન-નાં ચરણકમળરૂપી વહાણનો આશરો લીધો છે, તેને માટે સંસાર વાછરડાંના પગલા જેવો બની જાય છે; તેને પગલે પગલે પરમ પદ પ્રાપ્ત છે, તેથી કદી પણ તેને વિપત્તિઓનાં દર્શન થતાં નથી.'

**त्वय्यम्बुजाक्षाखिलसत्त्वधाम्नि**
**समाधिनावेशितचेतसैके ।**

त्वत्पादपोतेन महत्कृतेन
कुर्वन्ति गोवत्सपदं भवाब्धिम् ॥
(भागवत १०-२, ३०)

'હે કમલનયન! કેટલાયે સંતો સંપૂર્ણ સત્ત્વના ધામ તમારામાં સમાધિ વડે પોતાનું ચિત્ત તલ્લીન કરીને મહાત્માઓએ અનુભવેલાં તમારાં ચરણકમળોનું વહાણ બનાવીને સંસારસાગરને ઘણી સહેલાઈથી તરી ગયા છે.'

ભગવાનની ચરણરજને શરણે થયેલા પ્રેમી ભકત તો સ્વર્ગ વગેરેની વાત જ શું, મોક્ષનો પણ તિરસ્કાર કરીને ચરણરજના સેવનમાં જ મસ્ત રહેવા ઇચ્છે છે. નાગપત્નીઓ કહે છે કે—

न नाकपृष्ठं न च सार्वभौमं
न पारमेष्ठ्यं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा
वाञ्छन्ति यत्पादरजःप्रपन्नाः ॥
(भागवत १०-१६, ३७)

'આપની ચરણરજનું શરણ લેનારા ભકતો નથી તો સ્વર્ગ ઇચ્છતા, નથી તો ચક્રવર્તીપદ, બ્રહ્મપદ, સમસ્ત પૃથ્વીનું સ્વામિત્વ કે યોગસિદ્ધિઓ ઇચ્છતા; વધારે શું કહેવું? તેઓ મોક્ષપદની પણ ઇચ્છા કરતા નથી.'

ભગવાનની માત્ર પાદસેવન ભકિતથી જ ભગવાનનો અનન્ય પ્રેમ પ્રાપ્ત કરનારા અનેક ભકતોનું શાસ્ત્રોમાં વર્ણન આવે છે. તેથી ભગવાનનાં પવિત્ર ચરણોમાં શ્રદ્ધાપૂર્વક મન જોડીને તેમનું નિત્ય સેવન કરવું જોઈએ.

# અર્ચન

**श्रीविष्णोरर्चनं ये तु प्रकुर्वन्ति नरा भुवि।**
**ते यान्ति शाश्वतं विष्णोरानन्दं परमं पदम् ॥**

( विष्णुरहस्य )

'જે લોકો આ સંસારમાં શ્રીભગવાનની અર્ચા–પૂજા કરે છે, તેઓ શ્રીભગવાનના અવિનાશી આનંદસ્વરૂપ પરમ પદને પ્રાપ્ત થાય છે.'

ભગવાનના ભકતો પાસેથી સાંભળેલા, શાસ્ત્રોમાં વાંચેલા, ધાતુ વગેરેથી બનેલી મૂર્તિ અથવા ચિત્રના રૂપમાં જોયેલા, પોતાના મનને ગમતા કોઈ પણ ભગવાનના સ્વરૂપનું બાહ્ય સામગ્રીઓથી, ભગવાનના કોઈ પણ પોતાને પ્રિય સ્વરૂપની માનસિક મૂર્તિ બનાવીને માનસિક સામગ્રીઓથી અથવા સમસ્ત ભૂત પ્રાણીઓમાં પરમાત્માને રહેલા જોઈને સૌનો આદર—સત્કાર કરતા રહીને યથાયોગ્ય વિવિધ ઉપચારોથી શ્રદ્ધાભકિતપૂર્વક તેમનું સેવન—પૂજન કરવું અને તેમના તત્ત્વ, રહસ્ય તથા પ્રભાવને સમજી સમજીને પ્રેમમાં મુગ્ધ થવું એ અર્ચન ભકિત છે.

પત્ર, પુષ્પ, ચંદન વગેરે સાત્ત્વિક, પવિત્ર અને ન્યાયોપાર્જિત દ્રવ્યો વડે ભગવાનની પ્રતિમાનું શ્રદ્ધાપૂર્વક પૂજન કરવું, ભગવાનની પ્રીતિને માટે શાસ્ત્રોકત યજ્ઞાદિ કરવા, સૌને ભગવાનનું સ્વરૂપ સમજીને પોતાના વર્ણાશ્રમ અનુસાર તેની યથાયોગ્ય સેવા કરવી તથા સત્કાર, માન, પૂજા વગેરેથી સંતોષ પામવો, અને દુ:ખી, અનાથ, અપંગ, પીડિત પ્રાણીઓમાં—ભૂખ્યાંની અન્નથી, તરસ્યાંની જળથી, વસ્ત્ર વિનાનાંઓની વસ્ત્ર વગેરેથી, રોગીઓની દવા વગેરેથી, અનાથોની આશ્રયદાનથી જરૂર પ્રમાણે યથાશકિત શ્રદ્ધા અને સત્કારપૂર્વક સૌને ભગવાનસ્વરૂપ સમજીને ભગવત્પ્રેમ-

ને ખાતર સેવા કરવી વગેરે બધા ભગવાનની બાહ્ય પૂજાના પ્રકાર છે.

શાસ્ત્રોમાં વર્ણવેલા, પોતાના ચિત્તને અનાયાસે જ આકર્ષણ કરનારા ભગવાનના કોઈ પણ અલૌકિક રૂપલાવણ્યયુક્ત, અનંત સૌંદર્ય—માધુર્યમય પરમ તેજસ્વી સ્વરૂપનું પ્રત્યેક અવયવ, વસ્ત્રાભૂષણ, આયુધ વગેરેવાળું અને હાથપગનાં મંગળ ચિહ્નો સહિત મન વડે ચિંતન કરીને આહ્લાદપૂર્વક મનમાં તેનું આવાહન, સ્થાપન અને વિવિધ પ્રકારની માનસિક સામગ્રીઓ વડે અત્યંત શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પૂજન કરવું એ માનસપૂજાનો પ્રકાર છે.

ભગવાનમાં અનન્ય પ્રેમવાળા થઈને તેમની પ્રાપ્તિ થાય એ ઉદ્દેશ્યથી પરમ શ્રદ્ધાપૂર્વક પોતે આચરણ કરવાનું અથવા કરાવવાનું આનું પ્રયોજન છે.

અર્ચનભક્તિનું સ્વરૂપ અને તત્ત્વ જાણવા માટે ભગવાનના પરમ પ્રેમી ભક્તોનો સમાગમ અને સેવન કરવું જોઈએ.

ઉપરોક્ત પ્રકારથી ભગવાનની ભક્તિ કરવાથી મનુષ્ય જે કંઈ ઇચ્છે છે, તે તેને મળી જાય છે અને સહેજે જ તેને ભગવાનની પ્રાપ્તિ થાય છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કે—

**स्वर्गापवर्गयोः पुंसां रसायां भुवि संपदाम् ।**
**सर्वासामपि सिद्धीनां मूलं तच्चरणार्चनम् ॥**

( ૧૦-૮૧, ૧૯ )

'શ્રી ભગવાનનાં ચરણોનું અર્ચન—પૂજન કરવું એ જીવોના સ્વર્ગ અને મોક્ષનું તેમ જ મૃત્યુલોક અને પાતાળલોકમાં રહેનારી સર્વ સંપત્તિઓનું અને સંપૂર્ણ સિદ્ધિઓનું પણ મૂળ છે.'

પોતપોતાનાં કર્મો દ્વારા ભગવાનની પૂજાથી ભગવત્પ્રાપ્તિ થાય છે, આ વાતની જાહેરાત ભગવાને પોતે જ ગીતામાં કરી છે—

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥
(१८, ४६)

'હે અર્જુન! જે પરમાત્મામાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઈ છે, અને જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તે પરમેશ્વરને પોતાનાં સ્વાભાવિક કર્મો વડે પૂજીને મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે.'

એટલું જ નહિ, પરંતુ પરમ શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ભગવાનની પૂજા કરવામાં આવે તો તેઓ પોતે જ પોતાના દિવ્ય મંગલમૂર્તિ સ્વરૂપે પ્રગટ થઈને ભક્તે અર્પણ કરેલા પદાર્થો ખાય છે. ભગવાન પોતે જ કહે છે કે—

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ (९, २६)

'હે અર્જુન! પત્ર, પુષ્પ, ફળ, જપ વગેરે જે કોઈ ભક્ત મારે માટે પ્રેમથી અર્પણ કરે છે, તે શુદ્ધબુદ્ધિ, નિષ્કામ પ્રેમી ભક્તનાં પ્રેમપૂર્વક અર્પણ કરેલાં તે પત્ર—પુષ્પ વગેરે હું સગુણરૂપે પ્રગટ થઈને પ્રીતિપૂર્વક ખાઉં છું.'

રાજા પૃથુ, અંબરીષ વગેરે અનેકોએ વિધિપૂર્વક વિવિધ ઉપચારોથી અને મન, ઈન્દ્રિયોથી ભગવાનની પૂજા કરી અને તેઓ અનાયાસે જ ભગવાનને પામી ગયા. તેમની તો વાત જ શું? વિવિધ પૂજાસામગ્રી વિના પણ માત્ર ભક્તિપૂર્વક પૂજા કરનારા સુદામાએ માત્ર તાંદુલના દાણાથી, ગજેન્દ્રે એક પુષ્પથી, દ્રૌપદીએ શાકપાનથી ભગવાનને પૂજીને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરેલી છે. શબરી જેવી ભીલડીએ પણ માત્ર બોર વડે જ ભગવાનને સંતુષ્ટ કરીને પરમ પદ પ્રાપ્ત કર્યું છે.

તેથી ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈને શ્રદ્ધાપૂર્વક પોતપોતાની રુચિ અને ભાવના અનુસાર ભગવાનની પૂજા કરવી જોઈએ.

## વંદન

ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं
तीर्थास्पदं शिवविरिञ्चिनुतं शरण्यम् ।
भृत्यार्तिहं प्रणतपालभवाब्धिपोतं
वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥

( भागवत ११-५, ३३ )

'હે પુરુષોત્તમ! હે પ્રભો! જે હમેશાં ધ્યાન કરવા યોગ્ય છે, તિરસ્કારનો નાશ કરનારા છે, સઘળા મનોરથો પૂર્ણ કરનાર છે, જે તીર્થોના આધાર છે, જેમને શિવ અને બ્રહ્મા મસ્તક નમાવીને નમસ્કાર કરે છે, અને જે શરણાગતોનું રક્ષણ કરવામાં પ્રવીણ છે, જે સેવકોની વિપત્તિનો નાશ કરનારા છે. નમસ્કાર કરનારાઓના રક્ષક અને સંસારસાગરના વહાણ છે, એવા આપનાં એ ચરણોને હું વંદન કરું છું.'

શાસ્ત્રમાં વર્ણવેલાં ભગવાનનાં સ્વરૂપ, ભગવાનનાં નામ, ભગવાનની ધાતુ વગેરેની મૂર્તિ, ચિત્ર અથવા માનસિક મૂર્તિને શરીર અથવા મનથી શ્રદ્ધાપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરવા અથવા સમસ્ત ચરાચર ભૂત પ્રાણીઓને પરમાત્માનું સ્વરૂપ સમજીને શ્રદ્ધાપૂર્વક શરીર અથવા મનથી પ્રણામ કરવા અને એ પ્રમાણે કરતાં કરતાં ભગવત પ્રેમમાં મુગ્ધ થવું એ વંદન ભકિત છે.

ભગવાનનાં મંદિરોમાં જઈને શ્રદ્ધાભકિતપૂર્વક ભગવાનની મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કરવા, પોતપોતાનાં ઘરોમાં ભગવાનની

પ્રતિમા અથવા ચિત્રપટને, ભગવાનના નામને, ભગવાનનાં ચરણ અને ચરણપાદુકાઓને, ભગવાનનાં તત્ત્વ, રહસ્ય, પ્રેમ, પ્રભાવ અને ભગવાનની મધુર લીલાઓનું જેમાં વર્ણન હોય, એવાં સત્શાસ્ત્રોને અને સમસ્ત ચરાચર જીવોને ભગવાનનું સ્વરૂપ સમજીને અથવા તેમના હૃદયમાં ભગવાન રહેલા છે એમ સમજીને વિનયપૂર્વક શ્રદ્ધારહિત ગદ્‌ગદ ભાવથી પ્રણામ કરવા એ વંદન ભક્તિના પ્રકાર છે. શ્રીમદ્ ભાગવતમાં યોગીશ્વર કવિ કહે છે કે-

**खं वायुमग्निं सलिलं महीं च**
**ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।**
**सरित्समुद्रांश्च हरेः शरीरं**
**यत्किञ्च भूतं प्रणमेदनन्य ॥**

(११-२, ४१)

'આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્ર, દિશાઓ અને વૃક્ષલતા વગેરે, નદીઓ, સમુદ્ર અને સમસ્ત ભૂતપ્રાણીઓ ભગવાનનાં શરીર છે; તેથી ભગવાનના અનન્ય ભક્તો જગત જે કંઈ છે તેને ભગવદ્‌ભાવથી પ્રણામ કરે.'

ભગવાનને સર્વત્ર અને સર્વ બાજુએ સમજીને તેમને કેવી રીતે પ્રણામ કરવા જોઈએ, તેને માટે અર્જુનનું ઉદાહરણ ઘણું સુંદર છે. અર્જુન ભગવાનને નમસ્કાર કરતાં કરતાં કહે છે કે—

**नमः पुरस्तादथ पृष्ठतस्ते**
**नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनन्तवीर्यामितविक्रमस्त्वं**
**सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥**

(गीता ११, ४०)

'હે અનંત સામર્થ્યવાળા, આપને આગળથી અને પાછળથી પણ નમસ્કાર હો; હે સર્વાત્મન્! આપને સર્વ બાજુએથી નમસ્કાર હો; કારણ કે અનંત પરાક્રમશાળી આપ સમસ્ત સંસારમાં વ્યાપી રહેલા છો, તેથી આપ જ સર્વરૂપ છો.'

શ્રી તુલસીદાસજી મહારાજ સમસ્ત જગતને 'સીયરામમય' જાણીને પ્રણામ કરે છે—

**સીયરામમય સબ જગ જાની**
**કરઉ પ્રનામ જોરિ જુગ પાની.**

ભગવાનમાં અનન્ય પ્રેમવાળા થઈને ભગવાનને પ્રાપ્ત કરવા એ આ ભક્તિનો ઉદ્દેશ્ય છે. ભગવાનના વહાલા પ્રેમી ભક્તોનો સંગ અને સેવન કરીને તેમની મારફત ભગવાનનાં શ્રદ્ધા, પ્રેમ, રહસ્ય, પ્રભાવ અને તત્ત્વનો મર્મ સમજવાથી આ વંદન ભક્તિ પ્રાપ્ત થાય છે.

ભગવાનના રહસ્યને સમજીને તેમને પ્રણામ કરનાર સર્વ દુઃખોથી છૂટી જાય છે. અનુસ્મૃતિનું વચન છે કે—

**न वासुदेवात्परमस्ति मङ्गलं**
**न वासुदेवात्परमस्ति पावनम् ।**
**न वासुदेवात्परमस्ति दैवतं**
**तं वासुदेवं प्रणमन्न सीदति ॥१०१॥**

'ભગવાન વાસુદેવથી વિશેષ બીજું કંઈ મંગલમય નથી. વાસુદેવથી વિશેષ બીજું કંઈ પવિત્ર નથી અને વાસુદેવથી શ્રેષ્ઠ બીજા કોઈ આરાધ્ય દેવતા નથી. તે વાસુદેવને નમસ્કાર કરનાર કદી દુઃખી થતો નથી.'

શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ભગવાનને માત્ર સાષ્ટાંગ પ્રણામ

કરવાથી પણ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને પરમ પદ પામી શકે છે—

**एकोऽपि कृष्णस्य कृतः प्रणामो**
**दशाश्वमेधावभृथेन तुल्यः ।**
**दशाश्वमेधी पुनरेति जन्म**
**कृष्णप्रणामी न पुनर्भवाय ॥**

( भीष्मस्तवराज ९१ )

'ભગવાન શ્રીકૃષ્ણને કરેલો એક પણ પ્રણામ દસ અશ્વમેધ યજ્ઞોના અવભૃથ સ્નાનની બરાબર છે. (એટલું જ નહિ, વિશેષતા એ છે કે) દશ અશ્વમેધ કરનારને તો ફરીથી જન્મ લેવો પડે છે, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ કરનારને ફરીથી જન્મ લેવો પડતો નથી.'

શ્રદ્ધાપૂર્વક ભગવાનને પ્રણામ કરનારની તો વાત જ શું, પણ કોઈ પણ અવસ્થામાં ભગવાનને પ્રણામ કરવાથી સઘળાં પાપોનો નાશ થઈ જાય છે—

**पतितः स्खलितश्चार्त्तः क्षुत्त्वा वा विवशो ब्रुवन् ।**
**हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥**

( भागवत १२–१२, ४६ )

'પતિત, સ્ખલિત, આર્ત, છીંક ખાતો અથવા કોઈ પણ પ્રકારે પરવશ થયેલો પુરુષ પણ જો ઊંચે સ્વરે 'હરયે નમ:' એ પ્રમાણે બોલી ઊઠે છે, તો તે સંપૂર્ણ પાપોથી મુક્ત થાય છે.'

ભગવાનના અનેક ભક્તો આ પ્રમાણે માત્ર નમસ્કાર કરીને જ પરમ પદ પામી ગયા છે. પરંતુ તેમના નમસ્કાર પણ

જુદા જ પ્રકારના હોય છે. જુઓ, અક્રૂરજી કેવી રીતે મુગ્ધ થઈને નમસ્કાર કરે છે—

**रथात्तूर्णमवप्लुत्य सोऽक्रूरः स्नेहविह्वलः ।**
**पपात चरणापान्ते दण्डवद्रामकृष्णयोः ॥**

( भागवत १०-३८, ३४ )

'અક્રૂરે પ્રેમવિહ્વળ થઈને ઘણી ઝડપથી રથમાંથી કૂદી પડીને ભગવાન બળરામ અને શ્રીકૃષ્ણનાં ચરણો આગળ દંડવત્ પ્રણામ કર્યા.'

પીતામહ ભીષ્મ ગદ્‌ગદ થઈને ભગવાનને નમસ્કાર કરે છે અને ભગવાન તરત જ તેમને પોતાનું દિવ્ય જ્ઞાન આપે છે. વૈશંપાયન મુનિ કહે છે કે—

**एतावदुक्त्वा वचनं भीष्मस्तद्गतमानसः ।**
**नम इत्येव कृष्णाय प्रणाममकरोत्तदा ॥**
**अभिगम्य तु योगेन भक्तिं भीष्मस्य माधवः ।**
**त्रैलोक्यदर्शनं ज्ञानं दिव्यं दत्त्वा ययौ हरिः ॥**

( भीष्मस्तवराज १००-१०१ )

'જેમનું મન ભગવાનમાં તન્મય થઈ ચૂક્યું છે એવા ભીષ્મે અનેક પ્રકારે ભગવાનની સ્તુતિ કર્યા પછી '**नमः कृष्णाय**' એટલું કહીને ભગવાનને પ્રણામ કર્યા, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ યોગશકિત વડે ભીષ્મની ભકિતને સમજી લઈને તેમને ભગવત-સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરાવનારું જ્ઞાન આપીને ચાલ્યા ગયા.'

તેથી શ્રીભગવાનના પ્રેમમાં મસ્ત થઈને ઉપરોકત પ્રકારે ભગવાનની વંદન ભકિત કરવાનો સાચો અને પ્રચંડ પ્રયત્ન કરવો જોઈએ.

## દાસ્ય -

**સો અનન્ય જાકી અસિ, મતિ ન ટરઈ હનુમંત,**

**મૈં સેવક સચરાચર રૂપસ્વામી ભગવંત.**

ભગવાનનાં ગુણ, તત્ત્વ, રહસ્ય અને પ્રભાવને જાણીને શ્રદ્ધા-પ્રેમપૂર્વક તેમની સેવા કરવી અને તેમની આજ્ઞાનું પાલન કરવું એ દાસ્ય ભકિત છે.

મંદિરોમાં ભગવાનની પ્રતિમાની સેવા કરવી, મંદિરની સાફ-સૂફી કરવી, મનથી પ્રભુના સ્વરૂપનું ધ્યાન ધરીને તેમની સેવા કરવી, સંપૂર્ણ ચરાચર પ્રભુનું સ્વરૂપ સમજીને સૌની યથાશકિત, યથાયોગ્ય સેવા કરવી, ગીતા વગેરે શાસ્ત્રોને ભગવાનની આજ્ઞા માનીને તેના પ્રમાણે આચરણ કરવું, અને જે કર્મ ભગવાનની રુચિ, પ્રસન્નતા અને ઈચ્છાને અનુકૂળ હોય, તે જ કર્મો કરવાં-એ બધા દાસ્ય ભકિતના પ્રકાર છે.

ભગવાનના રહસ્યને જાણનાર પ્રેમી ભકતોનો સમાગમ અને સેવાથી દાસ્ય ભકિત પ્રાપ્ત થાય છે.

ભગવાનમાં અનન્ય પ્રેમની પ્રાપ્તિ અને નિત્ય-નિરંતર સેવાને માટે ભગવાનની પાસે રહેવાના ઉદ્દેશ્યથી દાસ્ય ભકિત કરવામાં આવે છે.

માત્ર આ દાસ્ય ભકિતથી પણ મનુષ્યને સહેજે જ ભગવાન-ની પ્રાપ્તિ થઈ જાય છે. અર્જુને ગીતામાં કહ્યું છે કે—

**कार्पण्यदोषोपहतस्वभावः**

**पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**

यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
(૨, ૭)

'કાયરતારૂપી દોષે કરીને હારેલાને હણાયેલા સ્વભાવવાળો અને ધર્મની બાબતમાં મોહિત ચિત્તાવાળો હું આપને પૂછું છું કે, જે કંઈ ખાત્રીવાળું કલ્યાણકારક સાધન હોય તે મને કહો. કેમ કે હું આપનો શિષ્ય છું તેથી આપને શરણે આવેલા મને શિક્ષણ આપો.

ભગવાને પણ કહ્યું છે કે—

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥
(ગીતા ૧૨, ૧૦)

'જો તું અભ્યાસમાં પણ અસમર્થ છે, તો માત્ર મારે માટે કર્મ કરનારો થા. આ પ્રમાણે મારે માટે કર્મો કરતો કરતો પણ મારી પ્રાપ્તિરૂપ સિદ્ધિને પ્રાપ્ત થશે.'

ગોસ્વામી તુલસીદાસજી તો કહે છે કે દાસ્યભાવ વિના ભવ-સાગરમાંથી ઉદ્ધાર જ થતો નથી.

**સેવક સેવ્યભાવ બિનુ ભવ ન તરિય ઉરગારિ;**
**ભજહુ રામ-પદ-પંકજ, અસ સિદ્ધાંત બિચારી.**

શ્રી લક્ષ્મણ, હનુમાન, અંગદ વગેરે આ દાસ્યભકિતનાં આદર્શ ઉદાહરણ છે. ભગવાન શ્રીરામ વનમાં જાય છે, તે સમયે લક્ષ્મણજીની દશાનું વર્ણન કરતાં ગોસાંઈજી કહે છે કે—

**ઉતર ન આવઈ પ્રેમ બસ, ગહે ચરન અકુલાઈ;**
**નાથ દાસ મૈં સ્વામિ તુમ, તજહુ ત કહા બસાઈ.**

માતા સુમિત્રાએ લક્ષ્મણને રામની સાથે જઈને તેમની સેવા કરવાનો કેવો સુંદર ઉપદેશ આપ્યો છે—

**રાગ દ્વેષ ઇરિષા મદમોહહુ જનિ સપનેહુઁ ઇનકે બસ હોહૂ;**
**સકલ પ્રકાર બિકાર બિહાઈ, મન ક્રમ બચન કરેહુ સેવકાઈ.**
**જેહિ ન રામ બન લહહિં કલેસૂ, સુત સોઇ કરેહૂ ઇહઇ ઉપદેસૂ.**

શ્રી હનુમાનજીનું તો સમસ્ત જીવન જ દાસ્ય ભક્તિથી ઓતપ્રોત છે. પહેલી જ વાર ઋષ્યમૂક પર્વત ઉપર ભગવાન શ્રી રામચંદ્રજીને ઓળખીને હનુમાનજી કહે છે કે—

**એક મંદ મૈં મોહબસ, કુટિલહૃદય અગ્યાન.**
**પુનિ પ્રભુ મોહિ બિસારેઉ, દીનબંધુ ભગવાન.**

**જદપિ નાથ બહુ અવગુન મોરે, સેવક પ્રભુહિ પરઈ જનિ ભોરે.**
**નાથ! જીવ તવ માયા મોહા, સો નિસ્તરઈ તુમ્હારેહિ છોહા.**
**સેવક-સુત પ્રતિ-માતુ ભરોસે, રહઈ અસોચ બનઈ પ્રભુ પોસે.**

ભગવાન પણ પોતાની સેવક-વત્સલતાનો પરિચય દેતાં હનુમાનને ઉઠાડીને ભેટી પડે છે અને પ્રેમાશ્રુથી તેમનાં અંગોને ભીંજવતાં કહે છે કે-

**સુનુ કપિ જિય માનસિ જનિ ઊના, તૈં મમ પ્રિય લછિમન તેં દૂના;**
**સમદરસી મોહિ કહ સબ કોઊ, સેવક પ્રિય અનન્ય ગતિ સોઊ.**

દાસ્ય-ભક્તિવાળો ભક્ત પોતાના સ્વામીની કૃપાનો કેટલો વિશ્વાસવાળો હોય છે, તે સંબંધી હનુમાનજીએ વિભીષણને જે કંઈ કહ્યું છે, તે યાદ રાખવા જેવું છે—

**સુનહુ બિભીષન પ્રભુકે રીતિ, કરહિં સદા સેવક પર પ્રીતિ;**
**કહહુ કવન મૈં પરમ કુલીના, કપિ ચંચલ સબહી બિધિ હીના.**

**અસ મૈં અધમ સખા સુનુ, મોહપર રઘુબીર;**
**કીન્હીં કૃપા સુમિરિ ગુન, ભરે બિલોચન નીર.**

અંગદને જ્યારે ભગવાન શ્રીરામ અયોધ્યાથી પાછા ફરવાનું કહે છે ત્યારે અંગદજી ભગવાનને પ્રાર્થના કરે છે—

**મોરે તુમ્હ પ્રભુ-ગુરુ-પિતુ,-માતા જાઉँ કહાં તજી પદ-જલજાત;**
**તુમ્હહિં બિચારિ કહુ નરનાહા, પ્રભુ તજી ભવન કાજુ મમ કાહા.**
**બાલક ગ્યાન-બુદ્ધિ-બલહીના, રાખહુ સરન જાનિ જન દીના;**
**નીચ ટહલ ગૃહકૈ સબ કરિહૌં પદપંકજ બિલોકી ભવ તરિહૌં.**

આવાં અનેક ઉદાહરણ છે. તેથી સૌએ ભગવાનના પ્રેમમાં વિહ્વળ થઈને તન-મન-ધન સર્વ કંઈ અર્પણ કરીને ભગવાનની દાસ્ય ભક્તિ કરવી જોઈએ.

# સખ્ય

**अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् ।**
**यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥**

( भागवत १०-१४, ३२ )

એ નંદગોપના વ્રજમાં રહેનારા લોકોનું ધન્ય ભાગ્ય છે. ખરેખર તેઓ ધન્ય છે! કારણ કે તેમનો મિત્ર પરમાનંદ પરિપૂર્ણ સનાતન બ્રહ્મ છે.

ભગવાનના પ્રભાવ, તત્ત્વ, રહસ્ય અને મહિમાને સમજીને પરમ વિશ્વાસપૂર્વક મિત્રભાવથી તેમની રુચિ પ્રમાણે વનમાં જવું. તેમનામાં અનન્ય પ્રેમ કરવો અને તેમનાં ગુણ, રૂપ અને લીલા ઉપર મુગ્ધ થઈને નિત્યનિરંતર પ્રસન્ન રહેવું એ સખ્ય ભકિત છે.

પોતાના જરૂરીમાં જરૂરી કામને છોડીને વહાલા પ્રેમીના કામને આદરપૂર્વક કરવું, વહાલાં પ્રેમીના કામની આગળ પોતાના કામને તુચ્છ સમજીને તેના તરફ બેદરકાર બની જવું, વહાલા પ્રેમીને માટે મહાન પરિશ્રમ કરવા છતાં પણ તેને થોડો જ સમજવો, પ્રિયજન જે વાતમાં પ્રસન્ન રહે, તેને જ લક્ષ્યમાં રાખીને દરેક સમયે તેને માટે પ્રાણપણે પ્રયત્ન કરવો, તે જે કંઈ કરે તેમાં હમેશાં સંતુષ્ટ રહેવું, પોતાની કોઈ પણ વસ્તુ કોઈ પણ પ્રકારે પ્રેમીના કામમાં આવે તો પરમ પ્રસન્ન થવું, પોતાના શરીર ઉપર અને પોતાની વસ્તુ ઉપર પોતાની આત્મીયતા અને અધિકાર છે; તે જ પ્રમાણે, પોતાના પ્રેમીનો સમજવો અને એ જ પ્રમાણે તેની વસ્તુ અને શરીર ઉપર પોતાનો અધિકાર અને આત્મીયતા માનવાં. પોતાનાં ધન, જીવન અને દેહાદિ પ્રેમીના કામમાં આવી શકે, તો તે સફળ સમજવાં. તેમની સાથે રહેવાની હમેશાં ઇચ્છા

રાખવી. તેમનાં દર્શન, ભાષણ, ચિંતન અને સ્પર્શથી પ્રેમમાં નિમગ્ન રહેવું. તેનાં નામ, રૂપ, ગુણ અને ચરિત્રો સાંભળીને, કહીને, વાંચીને અને યાદ કરીને અત્યંત પ્રસન્ન થવું અને તેમના વિયોગમાં વ્યાકુળ થવું તથા પ્રત્યેક ક્ષણે તેને મળવાની આશા રાખવી અને વાટ જોયા કરવી વગેરે સખાભાવના પ્રકાર છે.

વહાલા પ્રેમીને પરમ સુખ થાય, તેમાં પોતાનો સખ્ય પ્રેમ પૂરેપૂરો વધી જાય અને તેનાથી પોતાનો કદી વિયોગ ન થાય. એ જ ઉદ્દેશથી સખ્ય ભકિત કરવામાં આવે છે.

સખ્ય ભકિતની પ્રાપ્તિને માટે ભગવાનના પ્રેમી સખાઓનો સમાગમ, સેવન, તેમનાં જીવનચરિત્રોનું અધ્યયન અને તેમનાં તથા ભગવાનનાં ગુણ, લીલા અને પ્રભાવનું તેમના પ્રેમી ભકતો દ્વારા શ્રવણ કરવું જોઈએ.

આ પ્રમાણે માત્ર સખ્ય ભકિતથી પણ મનુષ્યનાં દુ:ખ અને દોષોનો અત્યંત અભાવ થઈને ભગવાનની પ્રાપ્તિ અને ભગવાનમાં પરમ પ્રેમ થઈ જાય છે—એટલે સુધી કે ભગવાન એ પ્રેમી ભકતને અધીન થઈ જાય છે અને પછી તેના આનંદ અને શાંતિનો પાર રહેતો નથી.

મિત્રનું મિત્ર પ્રત્યે શું કર્તવ્ય હોવું જોઈએ એ વિષે ભગવાન શ્રીરામ મિત્ર સુગ્રીવને કહે છે કે:-

**જે ન મિત્ર-દુ:ખ હોહિં, દુખારી, તિન્હહિ બિલોકત પાતક ભારી;**
**નિજદુ:ખ ગિરિ સમ રજ કરિ જાના, મિત્રકે દુખ રજ મેરુ સમાના.**
**જિનકે અસિ મતિ સહજ ન આઈ, તે સઠ કત હઠિ કરત મિતાઈ;**
**કુપથ નિવારિ સુપંથ ચલાવા, ગુન પ્રગટઇ અવગુનન્હિ દુરાવા.**
**દેત લેત મન સંક ન ધરઈ, બલ અનુમાન સદા હિત કરઈ;**
**બિપતિકાલ કર સતગુન નેહા, શ્રુતિ કહ સંત મિત્ર ગુન એહા.**

આ સખ્ય-ભકિતનાં ઉદાહરણ શ્રીવિભીષણ, સુગ્રીવ, ઉદ્ધવ,

અર્જુન, સુદામા, શ્રીદામા વગેરે વ્રજસખા છે.

લંકાના વિજય પછી વિભીષણ ઇચ્છે છે કે, ભગવાન એક વાર મારે ઘેર આવીને મને કૃતાર્થ કરે, અને એને માટે પ્રાર્થના કરે છે. મિત્રની વાત સાંભળીને ભગવાન પ્રેમથી ગળગળા થઈ જાય છે. તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ આવે છે અને કહે છે કે, ભાઈ! તારું સર્વ કાંઈ મારું છે, પરંતુ આ વખતે ભરતની દશાનું સ્મરણ કરીને હું રોકાઈ શકતો નથી.

**તોર કોસ ગૃહ મોર સબ, સત્ય વચન સુનુ ભ્રાત;**
**ભરત-દસા સુમિરત મોહિ, નિમિષ કલપ સમ જાત.**

સુગ્રીવની સાથે મિત્રતા સ્થાપીને ભગવાન પોતાની પ્રાણપ્રિયા સીતાને ભૂલી જાય છે અને પહેલાં સુગ્રીવની ચિંતામાં પડે છે.

**તિય-બિરહી સુગ્રીવ સખા, લખિ પ્રાનપ્રિયા બિસરાઈ.**

અને સુગ્રીવને તેઓ કહે છે કે—

**સખા સોચ ત્યાગહુ બલ મોરે, અબ બિધિ ઘરબ કાજ મૈં તોરે.**

ઉદ્ધવની સાથે ભગવાન એટલો બધો સ્નેહ રાખતા હતા કે એક વાર તેમની સાથે બોલ્યા કે ભાઈ ઉદ્ધવ! તારા જેવા પ્રેમી મને જેટલા વહાલા છે, તેટલા વહાલા બ્રહ્મા, શંકર, સંકર્ષણ, લક્ષ્મી અને મારો આત્મા પણ નથી.'

**न तथा मे प्रियतम आत्मयोनिर्न शङ्करः ।**
**न च सङ्कर्षणो न श्री नैवात्मा च यथा भवान् ॥**

(भागवत ११-१४, १५)

ઉદ્ધવજીનો ભગવાન શ્રીકૃષ્ણ સાથે ઘણો ગાઢ મિત્રપ્રેમ હતો, તેથી ભગવાન તેમની આગળ મનની કોઈ વાત છુપાવતા નહોતા. પોતાની પરમ પ્રેમી ગોપીઓને સંદેશ મોકલવા માટે ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવને જ સર્વોત્તમ પાત્ર સમજે છે તે સમયના વર્ણનમાં શ્રી શુકદેવજી કહે છે કે—

वृष्णीनां प्रवरो मन्त्री कृष्णस्य दयितः सखा।
शिष्यो बृहस्पतेः साक्षादुद्धवो बुद्धिसत्तमः॥
तमाह भगवन् प्रेष्ठं भक्तमेकान्तिनं क्वचित्।
गृहीत्वा पाणिना पाणिं प्रपन्नार्तिहरो हरिः॥
गच्छोद्धव व्रजं सौम्य पित्रोर्नौ प्रीतिमावह।
गोपीनां मद्वियोगाधिं मत्सन्देशैर्विमोचय॥

( भागवत १०-४६ १-३ )

યદુવંશીઓના શ્રેષ્ઠ મંત્રી, બૃહસ્પતિના સાક્ષાત્ શિષ્ય અને અત્યંત બુદ્ધિમાન ઉદ્ધવ ભગવાન શ્રીકૃષ્ણના પરમ પ્રિય સખા હતા. શરણાગતનું દુઃખ દૂર કરનારા ભગવાન શ્રીકૃષ્ણે એક દિવસ એ અનન્ય અને અત્યંત પ્રિય ભકત ઉદ્ધવનો હાથ વડે હાથ પકડીને કહ્યું–'વહાલા ઉદ્ધવ! તમે વ્રજમાં જઈને મારા માતા અને પિતાને તથા મારા સંદેશાઓ વડે ગોપીઓને વિયોગના દુઃખથી મુકત કરો.'

અર્જુનના સખ્ય ભાવની તો ભગવાન પોતે જ જાહેરાત કરે છે—

'भक्तोऽसि मे सखा चेति' તમે મારા ભકત અને મિત્ર છો ( ગીતા ૪—૩ ); 'इष्टोऽसि मे दृढमिति' તમે મારા પરમ પ્રિય છો. ( ગીતા ૧૮—૬૪ )

અશ્વત્થામાએ ઉત્તરાના ગર્ભમાં બાળક પરીક્ષિતને મારી નાખ્યા પછી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે—જો એ વાત સત્ય હોય કે મેં જાણીને અર્જુનની મિત્રતામાં કદી પણ અગવડ આવવા દીધી નથી, તો આ મરેલું બાળક જીવતું થાય.

यथाहं नाभिजानामि विजयेन कदाचन।
विरोधं तेन सत्येन मृतो जीवत्वयं शिशुः॥

( महाभारत—अश्वमेध पर्व ६९-२१ )

મિત્ર સુદામાને જોઈને ભગવાન કેવા પ્રેમવિહ્વળ થઈ જાય છે. અને કેવી રીતે સુદામાનો આદર કરે છે. એ વિષે શ્રી શુકદેવજી લખે છે કે—

सख्युः प्रियस्य विप्रर्षेरङ्गसङ्गातिनिर्वृतः ।
प्रीतो व्यमुञ्चदश्रुबिन्दून् नेत्राभ्यां पुष्करेक्षणः ॥
अथोपवेश्य पर्यङ्के स्वयं सख्युः समर्हणम् ।
उपहृत्यावनिज्यास्य पादौ पादावनेजनीः ॥
अग्रहीच्छिरसा राजन् भगवाँल्लोकपावनः ।
व्यलिम्पद् दिव्यगन्धेन चन्दनागुरुकुङ्कुमैः ॥

( भागवत १०-८०, १९-२१ )

'કમલનયન ભગવાન શ્રીકૃષ્ણ પોતાના પ્રિય સખા બ્રહ્મર્ષિ સુદામાના અંગસ્પર્શથી અત્યંત આનંદિત થયા અને તેમનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તે પછી તેમને પથારી ઉપર બેસાડીને ભગવાને પોતે સ્વહસ્તે તેમના ચરણ ધોયા અને તેમની પૂજા કરી. લોકપાવન ભગવાને તેમનું ચરણોદક પોતાને મસ્તકે ચડાવ્યું અને તેમના શરીર ઉપર દિવ્યગંધ, ચંદન, અગરુ અને કંકુ વગેરે લગાવ્યાં.'

એ ભગવાનના પરમ પ્રિય સખાઓની તો વાત જ શી? ભીલોના રાજા ગુહ પણ ભગવાન સાથે મિત્રતા બાંધીને સંસારસાગર તરી ગયા.

તેથી ભગવાનને જ પોતાના એકમાત્ર પરમ પ્રિયતમ સમજીને પોતાનું સર્વસ્વ તેમને માનીને પરમ પ્રેમભાવથી સખ્યભક્તિ કરવી જોઈએ.

## આત્મનિવેદન -

**वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ।**
**सर्वपापविशुद्धात्मा याति ब्रह्मसनातनम् ॥**

( वि० स० १३० )

'જે મનુષ્યે ભગવાન વાસુદેવનો આશ્રય લીધો છે, અને જે તેમને જ પરાયણ છે, તેમનું અંતઃકરણ પૂરેપૂરું શુદ્ધ થઈ જાય છે અને તે સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે.'

પરમાત્માનાં તત્ત્વ, રહસ્ય, પ્રભાવ અને મહિમા સમજીને, મમતા અને અહંકારરહિત થઈને પોતાનાં તન, મન, ધન સહિત પોતાની જાતને અને સર્વ કર્મોને શ્રદ્ધા અને પરમ પ્રેમપૂર્વક પરમાત્માને સમર્પણ કરી દેવાં એ આત્મનિવેદન ભક્તિ છે.

હાનિ-લાભ, જય-પરાજય, યશ-અપયશ, માન-અપમાન, સુખ-દુઃખ વગેરેની પ્રાપ્તિમાં તેમને ભગવાનનો મોકલેલો પુરસ્કાર સમજીને પ્રસન્ન રહેવું; તન-ધન, સ્ત્રીપુત્ર વગેરે સૌમાં મમતા અને અહંકારનો અભાવ થઈ જવો; ભગવાન યંત્રી છે અને હું તેમના હાથનું યંત્ર છું એવો નિશ્ચય કરીને લાકડાની પૂતળીની માફક ભગવાન-ની ઈચ્છાને અનુકૂળ જ સર્વ કંઈ કરવું; ભગવાનના રહસ્ય અને પ્રભાવને જાણવા માટે તેમનાં નામ, રૂપ, ગુણ અને લીલાનું શ્રવણ, મનન, કથન, અધ્યયન અને ચિંતનાદિમાં શ્રદ્ધા-ભક્તિપૂર્વક તન, મન વગેરે જોડવાં; ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરે બધા ઉપર માત્ર ભગવાનનો જ અધિકાર સમજવો, ભગવાનની જ વસ્તુ ભગવાનને અર્પણ કર-વામાં આવી છે એવો ભાવ થવો, જે કોઈ પ્રકારે ભગવાનની સેવા થયા કરે તેમાં જ આનંદ માનવો. સર્વ કંઈ પ્રભુને અર્પણ કરીને સ્વાદ, શોખ, વિલાસ, આરામ, ભોગ વગેરેની ઈચ્છાનો

સર્વથા અભાવ થઈ જવો, સર્વત્ર, સર્વદા અને સર્વથા એક ભગવાનનો જ અનુભવ કરવો; ભગવાનની ઇચ્છા સિવાય સ્વતંત્ર કોઈ ઇચ્છા ન કરવી, ભગવાનના વિશ્વાસ ઉપર હમેશાં નિર્ભય, નિશ્ચિંત અને ...ન્ત રહેવું અને ભગવાનની ભક્તિ સિવાય મુક્તિની પણ ...ચ્છા ન હોવી વગેરે બધા આ આત્મનિવેદન ભક્તિના પ્રકાર છે.

ભગવાનમાં અનન્ય પ્રેમ અને ભગવાનની પ્રાપ્તિને માટે ...ા આત્મનિવેદન ભક્તિ કરવામાં આવે છે.

ભગવાનને શરણે આવેલા પ્રેમી ભક્તોનો સંગ-સમાગમ ...વાથી અને તેમના દ્વારા ભગવાનનાં નામ, રૂપ, ગુણ, પ્રભાવ, ...ત્વ, મહિમા વગેરેનું શ્રવણ અને મનન કરવાથી આ ભક્તિ ...ાપ્ત થાય છે.

ભગવાને પોતે આ આત્મનિવેદનરૂપી શરણભક્તિનું મહત્ત્વ ...કટ કરતાં તેના પરમ ફળની ગીતામાં પ્રશંસા કરેલી છે તેઓ કહે છે કે—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

( ७-१४ )

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यस्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

( ९-३२ )

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

( ९-३४ )

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

( १८-६२ )

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
( १८-६६ )

'આ અલૌકિક અર્થાત્ અતિ અદ્દ્ભુત ત્રિગુણમયી મારી યોગમાયા ઘણી જ દુસ્તર છે; પરંતુ જે પુરુષ મને જ નિરંતર ભજે છે યાને મારે શરણે આવે છે, તેઓ આ માયાનું ઉલ્લંઘન કરી જાય છે, અર્થાત્ સંસારથી તરી જાય છે.

'હે અર્જુન ! સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર વગેરે તથા પાપયોનિ-વાળા પણ જો કોઈ હોય તો તેઓ પણ મારે શરણે આવીને પરમ ગતિને જ પ્રાપ્ત થાય છે.'

'માત્ર મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્મામાં જ અનન્ય પ્રેમથી નિત્યનિરંતર અચળ મનવાળા થઈને અને મુજ પરમેશ્વરને જ શ્રદ્ધા-પ્રેમ સહિત નિષ્કામ ભાવથી નામ, ગુણ અને પ્રભાવના શ્રવણ, કીર્તન, મનન અને પઠન-પાઠન દ્વારા હંમેશ મને ભજનાર થા તથા મન, વાણી અને શરીર દ્વારા સર્વસ્વ અર્પણ કરીને અતિશય શ્રદ્ધા, ભકિત અને પ્રેમથી વિહ્વળતાપૂર્વક મારું પૂજન કર-નાર થા અને સર્વ શકિતમાન વિભૂતિ, બળ, ઐશ્વર્ય, માધુર્ય, ગંભી-રતા, ઉદારતા, વાત્સલ્ય અને સુહૃદતા વગેરે ગુણોથી સંપન્ન, સર્વનાં આશ્રયરૂપ વાસુદેવને વિનયભાવપૂર્વક ભકિત સહિત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને આ પ્રમાણે મારે શરણે આવેલો તું આત્માને જ મારામાં એકરૂપ બનાવીને મને જ પ્રાપ્ત થશે.'

'સર્વ ધર્મોને અર્થાત્ બધાં જ કર્મોના આશ્રયનો ત્યાગ કરીને માત્ર એક મારે, સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્માને જ અનન્ય શરણે આવ, હું તને સમસ્ત પાપોથી મુકત કરી દઈશ. તું શોક ના કર.'

આ પ્રમાણે જે પુરુષ ભગવાન પ્રત્યે આત્મસમર્પણ કરી દે છે, તેના સમસ્ત અવગુણો, પાપ અને દુઃખોનો તદ્દન નાશ થઈ જાય છે અને તેનામાં શ્રવણ-કીર્તન વગેરે બધી ભક્તિઓનો વિકાસ થાય છે. તેના આનંદ અને શાંતિનો પાર રહેતો નથી. ભગવાન પછી તેનાથી કદી અલગ થઈ શકતા નથી. ભગવાનનું સર્વસ્વ તેનું જ બની જાય છે. તે પરમ પવિત્ર બની જાય છે. તેનાં દર્શન, ભાષણ અને ચિંતનથી પણ પાપાત્માઓ પવિત્ર થઈ જાય છે, તે તીર્થોને માટે તીર્થરૂપ બની જાય છે. મહારાજ પરીક્ષિત શ્રીશુકદેવજીને કહે છે કે—

**सान्निध्यात्ते महायोगिन् पातकानि महान्त्यपि ।**
**सद्यो नश्यन्ति वै पुंसां विष्णोरिव सुरेतराः ॥**

( भागवत १-१९, ३४ )

'જેમ ભગવાન વિષ્ણુના સાન્નિધ્ય માત્રથી તરત દૈત્યોનો નાશ થઈ જાય છે, તે જ પ્રમાણે હે મહાયોગિન્ ! આપની સમીપતાથી જ મહાનમાં મહાન પાપોનો સમૂહ નાશ પામી જાય છે.'

ધર્મરાજ યુધિષ્ઠિર શ્રી વિદુરજીને કહે છે કે—

**भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं प्रभो ।**
**तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता ॥**

( भागवत १-१३, १० )

'ભગવન્ ! આપ જેવા ભગવદ્ભક્ત પોતે જ તીર્થરૂપ છો, આપ આપના હૃદયમાં રહેલા ભગવાન વડે તીર્થોને તીર્થ બનાવો છો.' પ્રચેતાગણો ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે—

**तेषां विचरतां पद्भ्यां तीर्थानां पावनेच्छया ।**
**भीतस्य किं न रोचेत तावकानां समागमः ॥**

'જે તમારા ભક્તો તીર્થોને પાવન કરવા માટે આ પૃથ્વી ઉપર વિચરતા રહે છે, તેમનો સમાગમ ભલા સંસારથી ભયભીત થયેલા કયા મનુષ્યને નહિ રુચે ?'

શ્રી શુકદેવજી મહારાજ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે—

**किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा**
**आभीरकङ्का यवनाः खसादयः ।**
**येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः**
**शुद्ध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥**

( भागवत २ ४, १८ )

'જેમના આશ્રિત ભક્તોનો આશ્રય લઈને કિરાત, હૂણ, આંધ્ર, ભીલ, કસાઈ, આભીર, કંક, યવન, ખસ વગેરે તથા બીજા મોટામાં મોટા પાપીઓ પણ શુદ્ધ થઈ જાય છે, તે ભગવાનનાં ચરણોમાં નમસ્કાર છે.'

ભગવાનના પ્રેમની સાક્ષાત્ મૂર્તિ બનેલા એવા ભક્તને સમસ્ત સંસાર પરમ પ્રેમમય અને પરમ આનંદમય જણાવા લાગે છે. તે જે માર્ગેથી જાય છે, તે જ માર્ગમાં શ્રદ્ધા, પ્રેમ, ભકિત, આનંદ, સમતા અને શાંતિનો પ્રવાહ વહેવા લાગે છે. એવા ભક્તને પોતાની ઉપર ધારણ કરીને ધરતી ધન્ય અને સનાથ થાય છે, પિતૃઓ ખુશી ખુશી થાય છે, અને દેવતાઓ નાચવા લાગે છે.

**मोदन्ते पितरो नृत्यन्ति देवताः सनाथा चेयं भूर्भवति ॥**

( नारदसूत्र ७१ )

ગોપીઓ, ભક્ત, પ્રહ્લાદ, મહારાજા બલિ વગેરે આત્મનિવેદન-ભકિતના પરમ ભક્ત થયેલા છે. તેથી મનુષ્યમાત્રે મન, વાણી, શરીરથી સર્વ પ્રકારે શ્રીભગવાનનું શરણ લેવાને માટે કમર કસીને પ્રયત્ન કરવો જોઈએ.

# ઉપસંહાર

ભગવાનને પ્રાપ્ત કરવાને માટે કર્મ, યોગ, જ્ઞાન, બધા જ માર્ગો ઉત્તમ છે, પરંતુ ભક્તિની તો શાસ્ત્રોમાં ઘણી જ પ્રશંસા કરવામાં આવેલી છે. નવધા—નવ પ્રકારની ભક્તિમાંથી જેનામાં એક પણ ભક્તિ છે, તે સંસારસાગરથી અનાયાસે તરીને ભગવાનને પ્રાપ્ત કરે છે. પછી પ્રહ્લાદની પેઠે જેનામાં નવે ભક્તિઓનો વિકાસ થયેલો છે, તેનું તો કહેવું જ શું ? ઉપર નવે ભક્તિઓના વર્ણનમાં જે જે ભક્તોનાં નામ ઉદાહરણ લેખે આપવામાં આવેલાં છે, તેમનામાં માત્ર એક જ ભક્તિનો વિકાસ હતો એવી વાત નથી. જેનામાં જે ભાવની મુખ્યતા હતી, તેનું તેમાં નામ લખવામાં આવ્યું છે. બે વાર નામ ન આવી જાય તેનો પણ ખ્યાલ રાખવામાં આવ્યો છે. જે લોકો ભગવાનની ભક્તિમાં પોતાનું મન જોડે છે, તેઓ ખરેખર ધન્ય છે. અને જે કુળમાં ભગવાનના ભક્તો જન્મે છે, તે કુળ પણ ધન્ય છે. ભગવાન શ્રી શિવજી પાર્વતીને કહે છે કે :

સો કુલ ધન્ય ઉમા સુનુ, જગતપૂજ્ય સુપુનીત;
શ્રીરઘુવીરપરાયણ જેહિ નર ઉપજ વિનીત.

શ્રીમદ્ભાગવતમાં શ્રવણાદિ ભક્તિના મહિમામાં કહ્યું છે કે—

शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः
स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः ।
त एव पश्यन्त्यचिरेण तावकं
भवप्रवाहो परमं पदाम्बुजम् ॥
( १-८, ३६ )

यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं
यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम् ।

लोकस्य सद्यो विधुनोति कल्मषं
तस्मै सुभद्रश्रवसे नमो नमः ॥

( २-४, १६ )

'જે લોકો વારંવાર તમારાં ચરિત્રોનું શ્રવણ, ગાયન, વર્ણન અને સ્મરણ કરે છે અને આનંદમગ્ન રહ્યા કરે છે, તેઓ જલદીમાં જલદી સંસારના પ્રવાહને શાંત કરી દેનારાં આપનાં ચરણકમળોનાં દર્શન પામે છે.'

જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ અને પૂજન લોકોનાં સમસ્ત પાપોને તરત ધોઈ નાખે છે, તે કલ્યાણમયી કીર્તિવાળા ભગવાનને વારંવાર નમસ્કાર છે.

દેવરાજ ઇંદ્ર કહે છે કે :

यस्य भक्तिर्भगवति हरौ निःश्रेयसेश्वरे ।
विक्रीडतोऽमृताम्भोधौ किं क्षुद्रैः खातकोदकैः ॥

( भागवत ६-१२, २२ )

પરમ કલ્યાણના સ્વામી ભગવાન શ્રીકૃષ્ણમાં જેમનો પ્રેમ છે, તેઓ તો અમૃતના સમુદ્રમાં ક્રીડા કરી રહ્યા છે, તેમને તુચ્છ વિષયરૂપ ગંદા ખાબોચિયાના પાણીનું શું પ્રયોજન છે ?

ભગવાન પોતે તરવા ઇચ્છનારને તારનારી પોતાની ભકિતની પ્રશંસા કરતાં ઉદ્ધવજીને કહે છે :

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥
भक्त्याहमेकया ग्राह्य श्रद्धयात्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात्॥

धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता ।
मद्भक्त्यापेतमात्मानं न सम्यक् प्रपुनाति हि ॥
वाग्गद्गदा द्रवते यस्य चित्तं
रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च
मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥

( भागवत ११-१४, २०-२२, २४ )

'હે ઉદ્ધવ ! હું જે પ્રકારે અનન્ય ભકિતથી પ્રસન્ન થાઉં છું, તે પ્રકારે યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપસ્યા, ત્યાગ વગેરેથી પ્રસન્ન નથી થતો. સંતોના પરમ પ્રિય આત્મારૂપ હું એક માત્ર શ્રદ્ધા-ભકિતથી જ પ્રસન્ન થાઉં છું. મારી ભકિત જન્મના ચંડાળોને પણ પવિત્ર કરી દે છે. મારી ભકિતરહિત જીવને સત્ય અને દયા વગેરેવાળો ધર્મ તથા તપસ્યાવાળી વિદ્યા પણ પૂરેપૂરો પવિત્ર કરી શકતાં નથી.

'જેની વાણી મારા નામ, ગુણ અને લીલાનું વર્ણન કરતાં કરતાં ગદ્ગદ થઈ જાય છે; જેનું ચિત્ત મારાં રૂપ, ગુણ, પ્રભાવ અને લીલાઓને યાદ કરતાં કરતાં દ્રવી ઊઠે છે; જે વારંવાર રડતો રહે છે અને કોઈ કોઈ વાર હસવા લાગે છે; અને જે લાજશરમ છોડીને પ્રેમમાં મગ્ન થઈને ગાંડાની પેઠે ઊંચે સ્વરે ગાયન કરે છે અને નાચવા મંડે છે, તેવો મારો ભકત સંસારને પવિત્ર કરી દે છે.'

ભગવાન ગીતાજીમાં અર્જુનને કહે છે કે :

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥

( ११, ५३-५४ )

'હે અર્જુન ! ન તો વેદોથી, ન તપથી, ન દાનથી અને ન યજ્ઞથી આ પ્રમાણે ચતુર્ભુજ રૂપવાળો હું જેવો તેં મને જોયો છે તેવો જોઈ શકાતો નથી. પરંતુ હે શ્રેષ્ઠ તપવાળા અર્જુન ! અનન્ય ભકિત કરવાથી તો આ પ્રમાણે ચતુર્ભુજ રૂપવાળો હું પ્રત્યક્ષ જોવા માટે તથા તત્ત્વથી જાણવા માટે તથા પ્રવેશ કરવા માટે અર્થાત્ એકી ભાવે પ્રાપ્ત થવો પણ શકય છું.'

ભકત કાકભુશુંડિજી કહે છે કે :

**રામ-ભગતિ-ચિંતામનિ સુંદર, બસઈ ગરૂડ જાકે ઉર અંતર;**
**પરમ પ્રકાસરૂપ દિન રાતી, નહિ કછુ ચહિય દિયા ધૃત બાતી.**
**મોહ દરિદ્ર નિકટ નહિ આવા, લોભ-બાત નહિ તાહિ બુઝાવા;**
**પ્રબલ અવિદ્યા તમ મિટ જાઈ. હારહિ સકલ સલભ સમુદાય.**
**ખલ કામાદિ નિકટ નહિ જાહીં, બસઈ ભગતિ જાકે ઉર માંહીં;**
**ગરલ સુધાસમ અરિ હિત હોઈ, તેહિ મનિ બિનુ સુખ પાવ ન કોઈ.**
**વ્યાપહિ માનસ રોગ ન ભારી, જિન્હકે બસ સબ જીવ દુખારી.**
**રામ ભગતિમનિ ઉર બસ જાકેં, દુ:ખ લવલેસ ન સપનેહું તાકેં;**
**ચતુર- સિરોમનિ તે જગ માંહીં, જે મનિ લાગી સુજતન કરાહીં.**

તેથી બધા લોકોએ ઉપરોકત સર્વ પ્રકારે ભગવાનની ભકિતનો આશ્રય લઈને જીવન અને જન્મને સફળ કરવાં જોઈએ.



# સ્તોત્ર–પ્રાર્થનાનાં પુસ્તકો

**વૈદિક–વિનય**

(ત્રણ ખંડોમાં) ૭–૫૦

વેદમાંના શ્રેષ્ઠ મંત્રોને ચૂંટીને આધુનિક દેશકાળને અનુરૂપ પ્રાર્થનારૂપે સરળ ગુજરાતી ભાષાંતર સાથેનું પુસ્તક.

**સ્તોત્રસંગ્રહ** ૩–૦૦

ભક્તિનાં ૨૪ તથા વેદાંતનાં ૧૭ સ્તોત્રો મળી ૪૧ સ્તોત્રોનું મૂળ સાથે ભાષાંતર.

**હરિપાઠ** ૦–૫૦

શ્રી જ્ઞાનદેવરચિત હરિપાઠ મૂળ સાથે ભાષાંતર.

**ચંડીપાઠ** ૪–૦૦

ગુજરાતી ભાષાંતર સાથે મૂળ પાઠ ઉપરાંત બીજાં ભગવતીનાં સ્તોત્રો સાથે.

**એકાદશીમાહાત્મ્ય** ૨–૦૦

બારે માસની એકાદશીઓનું માહાત્મ્ય.

**વિષ્ણુસહસ્રનામસ્તોત્રમ્** ૦–૩૦

ફક્ત મૂળ શ્લોકો મોટા અક્ષરોમાં ગુજરાતી લિપિમાં.

**સ્વાધ્યાયસુધા** ૬–૦૦

પ્રમાણભૂત ગ્રંથોમાંથી ચૂંટેલા મંત્રો, સુભાષિતો અને સૂક્તિઓનો સ્વાધ્યાય કરવા યોગ્ય ઉપયોગી સંગ્રહ અર્થ સાથે.

**હનુમાનચાલીસા** ૦–૩૦

નિત્યપાઠ કરવા માટે ઉપયોગી શુદ્ધ પાઠ.

**ષોડશ ગ્રંથો** ૨–૫૦

શ્રીમદ્ વલ્લભાચાર્ય વિરચિત સોળ ગ્રંથો મૂળ શ્લોકો, અન્વય, અર્થ, ભાવાર્થ ને વિવેચન સાથે.

**જપજી** ૨–૦૦

શીખ ધર્મના મહાન ગુરુ નાનકદેવ વિરચિત ગ્રંથનું મૂળ સાથે ભાષાંતર.

**ગંગામાતા** ૦–૭૫

ગંગાજીને લગતી માહિતી અને સ્તોત્રો.

**સત્યનારાયણની કથા** ૨–૫૦

અર્થ સાથે પૂજનના મંત્રો, કથા તથા વિષ્ણુસહસ્રનામાવલિ, આરતી, થાળ વગેરે.